# રાયચુરાની રસકથાઓ



લેખક અને પ્રકાશક :

ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા

તંત્રી: 'શારદા'; સભ્ય: સાહિત્યસંસદ.



સોલ એજન્ટસ :

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, લિ., વડોદરા



સંવત ૧૯૯૦ ઇ. સ. ૧૯૩૩

કીંમત રૂા. ૧–૮–૦

# અર્પણ



: શ્રી. વીરજીભાઇ ગંગાજર મહેશ્વરી :

સમાજસેવા, દેશસેવા અને માનવસેવા જેના જીવનનું પરમ ધ્યેય બન્યું છે એવા મ્હારા પરમ સ્નેહી શ્રી વીરજીભાઇ ગંગાજર મહેશ્વરીને આ 'રસકથાઓ' અર્પણ કરતાં અત્યંત આનંદ થાય છે.

રાયચુરા

મહાગુજરાતનું માનીતું માસિકપત્ર



તંત્રી : ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા

* * *

વાર્ષિક લવાજમ હિંદમાં રૂા. ૬–૮–૦

હિંદ બહાર શીલીંગ ૧૪

* * *

રોજના એક પૈસામાં દરમહિને

સાહિત્ય અને કલાનો રસથાળ

'શારદા' તમારે ગૃહમન્દિરીયે લાવે છે.

* * *

લખો : તંત્રીને શીરનામે : ચોરવાડ (કાઠિયાવાડ)

# આદિવચન

રાયચુરાની રસીલી વાર્તાઓ એ નામક મ્હારા સૌથી પહેલા નવલિકા સંગ્રહનો મહાગુજરાતે સરસ સત્કાર કર્યો અને આજે એ પુસ્તકની બે બે આવૃત્તિ નવલિકાપ્રિય ગુજરાતીઓ અને ગુજરાતણોએ વધાવી લીધી છે. રસીલી વાર્તાઓ પછી બીજાં લગભગ પંદરેક પુસ્તક મ્હારા તરફથી પ્રગટ થયાં છે અને આજે એમાં આ રાયચુરાની રસકથાઓ એ નામક નવલિકા સંગ્રહનો ઉમેરો કરતાં મ્હને ઘણો સંતોષ થાય છે.

આ પુસ્તકમાં મ્હારી અગિયાર નવલિકાઓ છે. એ નવલિકાઓમાં **અજાબ, મેંદી, મ્હેરાં, ચંપા, સીતા** વિગેરે જૂદિ જૂદિ જાતીની સુન્દરીઓ જૂદિ જૂદિ રીતે, જાણે આપણી સમક્ષ અંગ્રેજીમાં જેને " Romantic " કહે છે—એવું જીવન જીવતી હોય એવી રસભરી એમની રસકથાઓ છે. 'રસકથા' શબ્દને માટે મ્હારા મિત્ર સાક્ષર શ્રી. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યાનો હું ઋણી છું.

અંગ્રેજીમાં જે અર્થમાં ' Romance ' શબ્દ વપરાય છે એનો સંતોષકારક અર્થભર્યો શબ્દ અત્યાર સુધી કોઇ શોધી શક્યું ન્હોતું. જૂદા જૂદા લેખકોએ અમૂક અમૂક શબ્દો Romance ને માટે જૂદે જૂદે વખતે વાપર્યા છે ખરા પણ એ સર્વમાં ' રસકથા ' એ સૌથી વધુ અંશે Romance ને માટે યોગ્ય શબ્દ છે એમ હું માનું છું. આ નવલિકા સંગ્રહમાં આ ઉપરાંત ' ફુલમંડલી ', ' પધરામણી ' અને ' મરજાદણ ' એ નવલિકાઓ પણ આપણા નવલિકા સાહિત્યમાં એક નવિ દિશા તરફનું પ્રયાણ ગણાય. વૈષ્ણવ સમાજની રહેણીકરણી અને પુષ્ટિમાર્ગનું સાચું દર્શન નવલિકા સાહિત્યદ્વારા કરાવવાનો મ્હારો અભિલાષ છે. પરિણામે ભવિષ્યમાં ' ફુલમંડલી ' અને ' પધરામણી ' જેવી વધુ રસકથાઓ " વૈષ્ણવોની વાર્તાઓ " એ નામે પ્રકટ કરવાની વિચારણા હું કરી રહ્યો છું. એ વિચારણાની સફળતાનો આધાર અવકાશપર રહે છે.

આ ' રસકથાઓ 'નાં ચિત્રો માટે શ્રી. કુ. અંબિકા ધુરંધર, શ્રી હરિલાલ ત્રિવેદી, શ્રી કલાબ્ધિ વિગેરે ચિત્રકલા વિશારદોનો હું આભારી થયો છું.

આ પુસ્તકની ભાષાશુદ્ધિ માટે, રાત કે દિવસની ગણના કર્યા વિના એક સરખી તકલીફ લઇ, મ્હારી સાથે બેસનાર વડોદરાના રા. રમણીક શ્રી. દેસાઇનો આ તકે આભાર માનું છું.

મ્હને ઉમેદ સાથે શ્રદ્ધા છે કે મ્હારી અન્ય કૃતિઓને મહાગુજરાતે જે રીતે સત્કારી છે તેવી રીતે આ ' રસકથાઓ 'નો પણ સત્કાર થશેજ.

' આનંદભવન '<br>
ચોરવાડ ( કાઠિયાવાડ )<br>
બેસતું વર્ષઃ સં. ૧૯૯૦.

ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.

# અજાઇ

ધમ...ધમ...ધમ...ઓરડામાં દૂધની શેડો બોલતી હતી. અજાઇ માચીપર બેસીને બગરીને દોહી રહી હતી. એનાં ભરત ભરેલાં કપડામાંનાં આભલાં સ્હામે ઉગતા બાલસૂર્યનાં કીરણોથી ઝબકારા મારી રહ્યાં હતાં. સ્હામે કળાયલ મોર અને ઢેલડી થનગન નૃત્યે નાચી રહ્યાં હતાં. વેણીલાલ માસ્તર આ દ્રશ્ય જોઇ મંત્રમુગ્ધ થઇ રહ્યો હતો. કોલેજના શિક્ષણમાં પશ્ચિમના સાહિત્યનાં અનેક સૌંદર્યપાત્રોએ એને આકર્ષ્યો હતો પણ એ બધાં આકર્ષણ આજે ધોવાઇ ગયાં. અને એને મન જગતની સૌંદર્યરાણી તરીકે આજે અજાઇ દેખાઇ.

ભેંસ દોહીને ઉઠતી અજાઇએ ઓસરીને છેડે, વાંસની વંજી ઝાલીને ઉભેલા વેણીલાલ માસ્તરને દિગ્મૂઢ સ્થિતિમાં ભાળ્યા.

" કેમ ! માસ્તર નિંદર નોતી આવી શું ? "

" અરે એક પડખે સ્હવાર થઇ ગયું. " ઉંઘમાંથી જાગતો હોય એવી સ્થિતિમાં ચમકીને વેણીલાલે, હાથમાં દૂધનું બોઘડું લઇને ચાલી આવતી હાથણી સરીખી, અજાઇ તરફ જોયું.

" કોણ જાણે ! ત્હમે તો શે'રના માણસો કે'વાઓ. કદાચ અમારાં આ સીમનાં ખોરડામાં ત્હમને ઉંઘ ન પણ આવે. " નિર્દોષ ભાવે અજાઇ હસતી હસતી બોલી.

વેણીલાલને આ હાસ્યમાં અદ્‌ભૂત સૌંદર્યદર્શન થયાં.

" ભેંસ કેટલું દૂધ આપે છે ? " વેણીલાલે પોતાના દિલની સ્થિતિ પરખાઇ ન જાય એ છૂપાવવા વાત બદલી.

" હમણાં તો પંદરશેર આપે છે. " બોલતાં બોલતાં વધુ પાસે આવી અજાઇએ દૂધનું બોઘડું માસ્તરના મોઢા આગળ ધર્યું.

" નસીબદાર માણસ છો એટલે આવાં તાજાં દૂધ પીવા ત્હમને મળે છે. શહેરમાં વસતા લખપતીને આવાં પારટ ભેંસનાં દૂધનાં દર્શન પણ દુર્લભ છે. "

" ત્યારે માસ્તર આજ તો આ શેડકઢું પીઓ. "

" ના ના... "

" અરે ના ના અને હા હા. આવાં શેડકઢાં બીજે ક્યાંઇ નહિ મળે. "

ઉતાવળે પગલે અજાઇ પોતાના ઓરડામાં ગઇ અને શેડકઢાં દૂધથી છલોછલ ભરેલી તાંસળી માસ્તર માટે લઇ આવી.

વેણીલાલને મન આજે પૃથ્વી પર સ્વર્ગ ઉતર્યું હોય તેવા ભાવથી એણે એ દૂધની તાંસળી પીધી.

પ્રભુએ નવરે દિએ ઘડેલી પુતળી સમી અજાઇને દર્શને દર્શને એ શહેરી જીવડો ઘેલો થતો ગયો.

આજનો દિવસ પોતાને માટે ધન્ય દિવસ હોય એ રીતે વેણીલાલ માસ્તરે આખો દિવસ અનેક કલ્પનાના મહેલો રચ્યા. અજાઇ જેવી રૂપસુંદરી માટે જો આખા જગતનું રાજ્ય આપી દેવું પડે તો એ પણ અજાઇના એક હાસ્યપર આપી દેવામાં ખોટું નથી. આ જાતની વિચાર પરંપરામાં વેણીલાલ માસ્તરે આજે રસોઇ કરવાનું પણ મોકુફ રાખ્યું.

બપોરા થયા. કોસ છૂટયા. ખેતરમાં પાણી વાળતી અજાઇ પણ હાથ અને મોઢું ધોઇ બપોરા કરવા પોતાના ખોરડા તરફ આવતી આવતી માસ્તરની ઓરડી રસ્તામાં આવતાં ત્યાં થોભી. માસ્તર આકાશ સ્હામે મીટ માંડી ખાટલે પડયા પડયા વિચાર તરંગને હેલે ચડયા હતા.

" કાં માસ્તર આજે રસોઇ નથી કરી કે શું ? " વીજળી ઝબકે એવી રીતે અજાઇ આવતાં માસ્તરની ઓરડી આગળ સૌંદર્યનો ઝબકારો થયો.

" રસોઇ...રસો...ઇ તો આજે નથી કરી. " માસ્તરે ખાટલાપર બેઠાં થતાં જવાબ આપ્યો.

" કેમ ! ? "

" આજે જરા ઠીક નથી. "

" અરેરે...અમારા હાથનું તમને ખપતું હોય તો કેવી મજા પડે. અમ્હે કોળી અને ત્હમે બરામણ એ આભડછેટ નડે છે. નહિ તો હમણાં જ રોટલા ને દહિં જમાડી દઉં. "

( ૨ )

મુંબઇથી એક શ્રીમંતે પોતાની જન્મ ભૂમિનાં લોકોની સેવા કરવા માટે પચ્ચીસ હજાર રૂપિયા જૂદા કાઢયા અને એ રકમનો ઉપયોગ રાત્રીશાળાઓ ચલાવવામાં કરવો એવી એક યોજના ઘડી. એ યોજના મુજબ રંગપુરના એક સ્થાનિક ગૃહસ્થને એ કામ સોપ્યું

એ સ્થાનિક ગૃહસ્થ પોતે પણ જનસેવામાં આનંદ માનતો. એ સ્થાનિક ગૃહસ્થને રંગપુરના આખા પ્રગણામાં સેવાદાસ તરીકે લોકો પિછાણતા. સેવાદાસે આ રાત્રીશાળાઓ ચલાવવાનું સેવાકાર્ય હાથમાં લીધા પછી રંગપુરની આસપાસનાં ન્હાનાં ન્હાનાં ગામડાંઓમાં અને એ ઉપરાંત રંગપુરની સીમમાં વસતા ખેડુતોને સગવડ પડે એ માટે સીમમાં પણ રાત્રીશાળાઓ શરૂ કરી.

રાત્રીશાળાઓ ચલાવવામાં સેવાદાસને મોટામાં મોટી મુશ્કેલી શરૂઆતમાં શિક્ષકોની આવી. એણે વર્તમાનપત્રોમાં જાહેરાત આપી જેને પરિણામે થોડા સેવાભાવી શિક્ષકો મળ્યા. એમાં વેણીલાલની પણ પસંદગી થઇ. વેણીલાલ અંડર ગ્રેજ્યુએટ હતો અને ગામડામાં જઇ જનસેવા કરવાના અભિલાષ જાગતાં આ રાત્રીશાળામાં કામ કરવાનું એણે ખુશીથી સ્વીકાર્યું.

રંગપુરની સીમમાં ચાલતી રાત્રીશાળા એને સોંપાઇ. ખેડુતો વેણીલાલને સીમમાં રહેવા માટે એક ઘર આપે. ઉપરાંત જોઇતું અનાજ, શાકભાજી, દૂધ અને લુગડાં પુરાં પાડે. આ સિવાય બીજું કંઈ પણ વેતન તરીકે ન લેવું એવી શરત હતી. એટલે કે અનાજ અને વસ્ત્ર મળે અને બદલામાં સીમમાં રાત્રીશાળા ચલાવવી.

વેણીલાલે કોલેજના અભ્યાસ દરમ્યાન અનેક આદર્શો રચ્યા હતા. તેમાં ગામડામાં જઇ રહેવું અને લોકોની સેવા સાધવી એ

આદર્શ મૂખ્ય હતો. પોતાની જ્ઞાતિમાં કન્યાની બહુ જ અછત હોવાથી અને કુંવારા રહેવાથી સારી સેવા થઇ શકે એવી કંઇક ભાવનાથી એણે અત્યાર સુધી કૌમારવ્રત પાળ્યું હતું.

રંગપુરની સીમમાં કાળો પટેલ સ્થિતિના પ્રમાણમાં ઠીક ઠીક ગણાતો. એનાં ખેતરડાં સીમમાં જ હતાં. એક ન્હાનકડો નેસડો હોય એવો પડથારો કાળા પટેલનો હતો. પાંચ ભેંસો, ચાર ગાયો, ત્રણ દિકરા, ત્રણે દિકરાની વહુઓ, પોતાની વૃદ્ધ પત્ની અને મોટા દિક-રાને ઘેર ચાર છોકરાં એ સર્વ સમૃદ્ધિ પ્રભુના ઘરની માયા છે, એમ પટેલ ગણતો. રાત્રીશાળાની યોજના શરૂ થઇ ત્યારે સેવાદાસે આ કાળા પટેલને એ વિષે વાત કરી. સેવાદાસની એ વાત પટેલને ગમી અને જો સીમમાં રાત્રીશાળા શરૂ કરે તો માસ્તરને રહેવા એક ઓરડી જેવડું ખોરડું તથા અનાજ, શાકભાજી, વસ્ત્રો એ બધુંય આપવા પોતે કબુલ્યું. એ ઉપરાંત પોતાની ઓશરીમાં રાત્રીશાળા ચાલે એવી વ્યવસ્થા પણ કરી આપી. શરૂઆતમાં માસ્તર તરીકે વિદ્યાપીઠનો એક વિનિત થોડા દિવસ રહી ગયો. પણ એની તબીયત બરાબર ન હોવાથી એને ડાક્ટરી સારવાર માટે રંગપુર ફરજીયાત છોડવું પડ્યું. ત્યાર પછી વેણીલાલને આ કાળાપટેલ વાળી રાત્રી-શાળા સોંપવામાં આવી. વેણીલાલ ટૂંક વખતમાં રંગપુરના ખેડુતો અને ખાસ કરીને કાળાપટેલના કુટુંબ વચ્ચે ઘરના માણસ જેવો માનીતો થઇ પડયો.

રોજ રાતે કાળાપટેલની ઓસરીમાં રાત્રીશાળા શરૂ થાય. ત્રીસેક છોકરાઓ તથા, દસ બાર મોટી ઉમરના ખેડુતો વેણીલાલ પાસે અક્ષરજ્ઞાનનું શિક્ષણ લેતા. શરૂઆતમાં એક પ્રાર્થના થાય. પછી વેણીલાલ બધાને જોઇતા પાઠ આપે. અને છેલ્લે રામનામની ધૂન લાગે. આ કાર્યક્રમ આખીયે સીમમાં લોકપ્રિય થયો. રાત્રીશાળા ચાલતી હોય ત્યારે ફળીયામાં ખાટલા ઢાળી કાળાપટેલનું આખું

કુટુંબ આ પ્રયોગને ઉત્સાહથી જોતું. કાળાપટેલના સહુથી નાના પુત્ર સરમણની વહુ અજાઇને છોકરાઓ ભણતા હોય ત્યારે બહુ જ આનંદ આવતો. કોઇ વખત એ ખાટલેથી ઉઠીને ત્યાં આવતી. ઓસરીની કોરે બેસતી અને પૂછતીઃ "માસ્તર! અમને ભણાવશો?" વેણીલાલ અજાઇના આ શબ્દોની સચ્ચાઇ પારખવાને બદલે એમ સમજતો કે અજાઇ અડપલાં કરે છે. અને એમ માનવાના કારણમાં એને અજાઇની ફાટફાટ જુવાની દેખાતી. અજાઇની ભાષામાં નિર્દોષતા અને આનંદ સિવાય બીજુ કંઇ નહોતું. પણ શબ્દે શબ્દે વેણીલાલ એમાં જુદું જ જોતો. કારણકે વેણીલાલ અજાઇને જોતાં મહાત થતો. અજાઇનું એકેએક અંગ એટલું બધું સુદૃઢ, ઘાટીલું અને છટાભર્યું હતું કે, જુવાનીનાં ચિત્રો તૈયાર કરનાર ચિત્રકારોએ પણ આવી જુવાની કોઇ દિવસ કલ્પી ન હોય.

અજાઇ બોલવામાં પણ છૂટ હતી. રોજ રાત્રે માસ્તર ભણાવતા હોય ત્યારે વચમાં વચમાં કોયલ ટહૂકે એમ ઘણી વખત ટહૂકા મૂકતી અને ખેડુત વિદ્યાર્થીઓને આનંદ આપતી. પણ એ બધા ટહૂકા અને આનંદની નિર્દોષતા વેણીલાલ ન સમજી શક્યો એટલે એણે તો અજાઇ તરફ જૂદા ભાવથી જ જોવું શરૂ કર્યું. પોતાને માપે જગતને માપનારા જે ભૂલ કરે છે એ ભૂલ વેણીલાલે કરી અને અજાઇને પોતાને માપે માપી.

( ૩ )

શ્રાવણના સાતમ આઠમના તહેવાર આવ્યા. લોકવર્ગ એ તહેવારમાં આનંદને હેલે ચડ્યો. રંગબેરંગી વસ્ત્રો તથા આભૂષણોથી રંગપુરની લોકલલનાઓએ પોતાની દેહકલાને આકર્ષક બનાવી આખીયે રંગપુરની સીમ આજે સૌંદર્ય અને લાવણ્યના સંગમ રૂપે શોભી રહી.

વેણીલાલે વર્ષો સુધી પોતા પર રાખેલો કાબુ હવે ખોહી દીધો હતો. કૉલેજમાં સાથે ભણતી વિદ્યાર્થીનીઓ સ્હામું જે વેણીલાલે કોઇ દિવસ મીટ માંડી ન્હોતી એ વેણીલાલ હવે અજાઇ જ્યારે જ્યારે વેણીલાલના ઓરડા પાસેથી પસાર થાય ત્યારે યંત્રવત્ એક પણ આંખનું મટકું માર્યા સિવાય તેની સ્હામે મીટ માંડતો. અજાઇને જોઇને એ મનમાં ને મનમાં લવતો કે કાળીદાસ, બાણ અને ભવભૂતિએ પણ આવી સુંદરી નહિ જોઇ હોય. કારણ કે અજાઇની દેહલતા આગળ એ સર્વ કવિઓના અલંકારો એને ફીક્કા લાગતા. શેલે, શેક્સપીઅર અને બાયરન પણ એની દૃષ્ટિમાં હવે તુચ્છ દેખાવા લાગ્યા.

માણસ વૃત્તિમાં એક પગથીઉં નીચે પડે છે પછી એ ક્યાં જઇને અટકશે એ કોઇ કહી શકે નહિ. દિનપ્રતિદિન વેણીલાલની વિચારપગથી નીચે નીચે જતી ગઇ.

આઠમના તહેવારનું જાગરણ રંગપુરની સીમમાં રાસડાઓની રમઝટથી ઉજવાયું. અજાઇ પ્રજાશરીરને નવપલ્લવીત કરનારી એ સર્વપ્રવૃત્તિની રસરાણી હતી. અજાઇના સૂરે સૂરે અને શબ્દે શબ્દે વેણીલાલે આખીયે આઠમની રાત બેચેનીમાં કાઢી,

રંગપુરથી ચાર ગાઉ દૂર આવેલ ગોકર્ણને મેળે બીજે દિવસે રંગપુરનો લોકવર્ગ ગાડાં જોડીને ગયો.

કાળા પટેલને ત્યાંથી ત્રણ દીકરા અને એ દીકરાની વહુઓ છોકરાંઓ સહિત મેળે ગયાં. કાળો પટેલ, વૃદ્ધ ડોશી તથા અજાઇ ઘેરે રહ્યાં. અજાઇ ગોકર્ણને મેળે ચાર વખત જઇ આવી હતી એટલે આ વખતે ન ગઇ. આઠમનો ઉજાગરો હોવાથી નોમને દિવસે અજાઇ ઘર બહાર દેખાઇ નહિ. અજાઇની ઉપાસના કરતો વેણીલાલ આખો દિવસ એ મુખદર્શનની લાલસાએ પાંચ દસ વખત

અજાઇની ઓસરી પાસે આવી ગયો પણ અજાઇ ન દેખાઇ. ઝાલર ટાણે વેણીલાલની તપશ્ચર્યા ફળી હોય તેમ અજાઇ ઘર બહાર નીકળી. વેણીલાલની આંખ્યો અજાઇના બારણા તરફ જ હતી. માસ્તરને જોતાં જ અજાઇ હસી પડી.

" કાં માસ્તર તમને આઠમનું જાગરણ નથી નડ્યું ? "

અત્યારે આ શબ્દેશબ્દમાં વેણીલાલને નવું જીવન મળ્યું.

" હું તો કાલે ઉલ્ટાનો વહેલો સુઇ ગયો હતો. રાત્રીશાળાનો વર્ગ બે દિવસથી બંધ હોવાથી મ્હને તો હમણા કંઇ ગમતું નથી. "

" કાં ત્હમે તો એક દિવસ એમ કે'તા હતા કે ત્હમને દાંડીચારાસ લેતાં બહુ મજા આવે છે. હું તો એમ માનતી હતી કે ત્હમે ધારીચોરે કાલે રાતે દાંડીયારાસ લેવા ગયા હશો. "

" ના. ના. હું તો અહિં ખાટલામાં પડ્યો પડ્યો ત્હમારા રાસડા સાંભળ્તો હતો. "

" કેમ અમારા ગામડીયાના રાસડા ગમ્યા ? "

" શું કરવા ન ગમે ? "

" ત્હમારા શે'ર જેવા અમારા રાસડા કંઇ થાય ? "

બોલતી બોલતી અજાઇ સ્મીત હાસ્યે હસી.

" અરે જવા દો એ શહેરના રાસડા, પાસેની ભીંત પણ માંડ માંડ સાંભળી શકે એવો મુડદાલ અવાજ......"

" ના ના. એવું નથી. રંગપુરમાં અમદાવાદની બે નાગરાણીઓ આવી'તી. એના રાસડા પાછળ તો હું ગાંડી થઈ ગઇ એવા સરસ ગીત એણે ગવડાવ્યાં. "

" પણ એમાં અજાઇની હલક ન હોય. " વેણીલાલને બોલતાં બોલતાં પોતાના શબ્દો સાકર જેવા લાગ્યા.

" ત્હમે એવા ગીતો સાંભળો તો ત્હમે પણ ગાંડા થાઓ એવી હલક અને એવો મીઠો રાગ એ નાગરાણીઓનો હતો. અને માસ્તર એની ભણતર જોઇને પણ મને તો એમ જ થયું કે એને દેવની માફક પૂજું–પગે લાગું. તે દિવસથી મ્હને ભણવાનું મન થયું છે. અમે તો બધાં અંધારામાં પડયાં છીએ બાકી ખરેખરૂં અજ-વાળું તો એ બાઇઓમાં જ મને દેખાયું. "

" પણ ત્હમને એ ન પહોંચે. "

" માસ્તર ત્હમે એને જુઓ તો ખરેખર એમજ લાગે–એને પેટે અવતાર લઇએ એવી એ નાગરાણીઓ હતી. "

" પણ અજાઇ ત્હમારે તોલે તો કોઇ ન આવે. " અજાઇને આ વખતે કંઇ જૂદા ભાવથી નાચતી માસ્તરની આંખ્યો ગમી નહિ.

" માસ્તર મ્હારે ભણવું છે. મ્હને ભણાવશો ? " પોતાના વખાણ કરતા માસ્તરને બીજી દિશા તરફ વાળવા અજાઇએ પ્રયત્ન કર્યો.

" ખરેખર ભણવું છે ? "

" ત્યારે હું તમને રોજ કહું છું એ શું ખોટું કહું છું ? "

" ત્યારે આજે રાતે ભણાવીશ. " બોલતો બોલતો વેણીલાલ ન સ્હમજી શકાય એવા પાશવહાસ્યે હસ્યો.

" આજ તો છોકરાઓ ભણવા નહિ આવે. " અજાઇએ માસ્તરને રાત્રીશાળા બંધ છે એની યાદી આપી.

( ૪ )

આખીયે સીમ આજે નિશબ્દ શાંતિ અનુભવી રહી છે. ઘણે ખરો ખેડુત વર્ગ તો છોકરાં છૈયાં સહિત ગોકર્ણના મેળામાં ગ હતો. રહ્યાં સહ્યાં કુટુંબો ગઇકાલના ઉજાગરાથી આજે વહે સૂઇ ગયાં.

કૃષ્ણવર્ણી એ અંધારી રાત્રીએ વેણીલાલ બેચેન હતો. ઘડીકમાં ઉઠીને બારણા આગળ જાય, પાછો ખાટલામા આવીને પડે. આમ કોઇ દીવાનો માણસ ઉઠે, બેસે અને સુએ એવી સ્થિતિ વેણીલાલની થઇ પડી. આખરે એ બધી હિમ્મત એકઠી કરીને ઉઠયો. ધીમે પગલે અજાઇની ઓસરી આગળ પહોંચ્યો, દૂર દૂર કુતરૂં ભસ્યું. વેણીલાલ ચમકયો. ઓસરીની થાંભલી આડો થોડી વાર ઉભો રહ્યો. અજાઇ જે ઓરડામાં સુતી હતી એનાં બારણાં ખુલ્લાં હતાં. કાળા પટેલના ખેતર આગળ રામરાજ્ય હતું. બધાંય ઘરના બારણાં ખુલ્લાં રાખવાની પ્રથા વર્ષોથી ચાલુ હતી. ફળીઆની એક પણ ચીજ ગઈ હોય એવું કોઇ પણ દિવસ બન્યું નહોતું. કોઇ પણ વેળા ચોરી થઇ હોય એવી વાત પણ છેલ્લા પચાસ વર્ષમાં કોઇએ સાંભળી ન્હોતી.

વેણીલાલ ધીમે પગલે બારણામાં આવીને ઉભો રહ્યો. દીવાના ઝાંખા ઝાંખા તેજમાં પણ સિંહણ સરખી લાગતી અજાઇને એણે ખાટલામાં સુતેલી જોઇ. બહુ જ ધીમેથી વેણીલાલે ખાટલા તરફ પગલાં ઉપાડયાં પણ સજાગ અજાઇ એ ધીમા પગ રવથી પણ જાગી ગઇ. કોણ છે એવી બુમ પાડે એ પહેલાં એણે દીવાના એ ઝાંખા તેજમાં પણ વેણીલાલને ઓળખ્યો. અજાઈ જાગી ગઇ છે એ જોઇને વેણીલાલ ગભરાયો અને વખતે બૂમ પાડશે એ ભીતિથી એણે અજાઇ સ્હામે નાક પર આંગળી મૂકી ચૂપ રહેવાનો ઇશારો કર્યો.

અજાઇ સ્હમજી કે ફળીઆમાં કદાચ કોઇ નવતર માણસ આવ્યું હશે અને માસ્તર ગભરાયા હશે. એટલે એ સફાળી બેઠી થઇ.

અજાઈને બેઠી થયેલી જોઇ માસ્તરને એક નવી બાજી સુઝી. અજાઇએ કોઇપણ પ્રકારની બૂમ ન પાડી એનો આ અંડર એન્જયુ-એટે ઉંધો અર્થ કર્યો. એણે ઇશારતથી અજાઇને પોતાની પાછળ આવવા સૂચવ્યું.

જરૂર કોઇ નવતર માણસ છે અને માસ્તર ગભરાયા છે એવી કલ્પનાથી અજાઇ ઉઠી. પહેલાં તો પોતાના સાસુ સસરાને જગાડવાની એની વૃત્તિ થઇ. પણ શું છે એ ખાત્રી કર્યા વિના ધુમરાણ કરવામાં માલ નથી એ વિચારે ધીમે પગલે અજાઇ વેણીલાલ પાછળ ચાલી.

વેણીલાલ પોતાની ઓરડીના દ્વાર આગળ ઉભો રહ્યો અને અજાઇને પાછળ આવવા હાથથી સ્હમજાવી.

શૂરવીરની નિર્ભયતાથી અજાઇએ વેણીલાલ પાછળ પગલાં માંડયાં.

ઓરડીમાં પગ મૂકતાં એણે ધીમેથી પૂછયું:

" માસ્તર શું છે ? "

જવાબમાં માસ્તરે અજાઇનો હાથ જોરથી પકડયો.

કોઇ દર્દીને કંપવા થયો હોય એવી રીતે એ ધ્રુજતો હતો.

" માસ્તર સરપ બરપ જોયો છે કે શું ? આમ ધ્રુજો છો શા માટે ? " 34014

વેણીલાલે કંઇ ઉતર ન આપ્યો. અજાઇની એ વધુ નજીક આવ્યો અને અજાઇના નાગની ફેણ જેવા અંબોડા પર ધ્રુજતો હાથ મૂકયો.

એક ક્ષણમાં અજાઇ બધું સ્હમજી ગઇ.

" માસ્તર આ......"

અજાઇ વધુ બોલે એ પહેલાં વેણીલાલે અજાઇનો હાથ ફરી દાબ્યો.

બીજી પળે એ દાબેલો હાથ ઉછળ્યો અને કાંડામાં પહેરેલું રૂપાનું કરંઢીયું જોરથી અજાઇએ માસ્તરના કપાળમાં ઠોકયું.

'અજાઇનો હાથ એટલો બધો જોરદાર હતો અને તેમાંય

પાછું નકાર કરંઢીયું એટલે એ લાગતાં વેણીલાલ તમર ખાઇને ભોંય પર પડયો. અજાઇના મુખ પર અત્યારે ચંડિકાના વીરતેજ ચમકતાં હતાં. જો માસ્તર સ્હામે ઉભો હોત તો એને ત્યાંને ત્યાં ઠાર મારી નાખત એવો જુસ્સો એનામાં ઉછળ્યો. પણ બેહોશ થઇ ચરણમાં ઢળી પડેલા આ શહેરી જીવડાને જોઇ અજાઇમાં સાચા સ્ત્રીત્વે ઉછાળો માર્યો. એણે એ બેશુધ્ધ થયેલા માસ્તરના કપાળ તરફ જોયું તો ત્યાં ઉંડો ઘા પડયો હતો અને એમાંથી લોહીની શેડું વછૂટતી હતી.

તુરતજ પોતાના બે હાથમાં ઉપાડી અજાઇએ વેણીલાલને ખાટલા ઉપર સુવાડયો અને પોતે જે ઓરડામાં પોતાનાં સાસુ સુતાં હતાં, ત્યાં દોડી.

" બાઇ જી......બાઇ જી...ધાબાજરીયું કયાં છે ? "

" કેમ ? " નિદ્રામાંથી બેબાકળી થઇ જાગી ઉઠતી એંસી વર્ષની ડોશીએ ઉતાવળથી પૂછયું.

" માસ્તરનું માથું ફાટયું છે ત્યાં લગાડવું છે. "

તુરત જ લાકડીને ટેકે ડોશી ઉઠી, કાળા પટેલને જગાડયો અને કાઠી ઉપરથી ધાબાજરીયું શોધી આપ્યું.

ત્રણે જણાં માસ્તરની ઓરડી તરફ ગયાં.

અજાઇએ ઉતાવળે માસ્તરના ઘા પર ધાબાજરીયું લગાડયું અને લોહી વહેતું બંધ પડયું.

" અજાઇ ! માસ્તરને આવો ઘા કયાંથી થયો ! ? " વૃદ્ધ ડોશીએ પૂછયું.

" કોણ જાણે અંધારામાં નિંદરમાંથી ઉઠયા હશે ને આ બારણાનો ટોડલો કપાળમાં લાગી ગયો લાગે છે. " અજાઇએ વેણીલાલની આબરૂ રાખી.

×

સાંજે થતાં વેણીલાલે પોતે સેવાદાસ પાસેથી બદલી માગી અને બીજે ગામે રાત્રીશાળા ચલાવવા જઇ રહ્યો. દશેરાના તહેવારમાં સર્વ રાત્રીશાળાના માસ્તરોને સેવાદાસે રંગપુર બોલાવ્યા. વેણીલાલ પણ રંગપુર આવવા નિકળ્યો. રસ્તામાં કાળા પટેલનું ખેતર આવતું હોવાથી એણે એ તરફ ન જતા વાંકમાં જતો રસ્તો લીધો. એક ગાળીમાંથી એ ચાલતો જતો હતો. ત્યાં સ્હામેથી ખડની પોટલી બાંધીને એક કદાવર સ્ત્રીને એણે આવતી જોઇ. જેમ જેમ એ સ્ત્રી પાસે આવતી ગઇ તેમ તેમ વેણીલાલની મુંઝવણ વધી. એણે એને ઓળખી. અજાઇને તે રાતના પ્રસંગ પછી મોઢું દેખાડતાં જે વેણીલાલ શરમાતો હતો એણે અજાઇને સ્હામે આવતી જોઇને પાછા ફરવાનો વિચાર કર્યો, પણ ગાળી બહુ લાંબી હતી. અરધો ગાઉ પાછું ચાલવું પડે તેમ હતું. એટલે શું કરવું એની મુઝવણમાં એ પડ્યો. તેટલામાં તો અજાઇ પાસે આવી પહોંચી. માસ્તરને એણે ઓળખ્યો.

" કાં માસ્તર ! બહુ દિવસે દેખાયા. " હસતી હસતી અજાઇ ખડની પોટલી સહિત વેણીલાલ સ્હામે ઉભી રહી.

માસ્તર શરમનો માર્યો નીચું જોઇ રહ્યો.

આસપાસ કોઇ છે કે નહિ એની ખાત્રી કરી જોયા પછી અજાઇએ ખડની પોટલી માસ્તરના પગ પાસે માથા પરથી નીચે ફેંકી.

" બેસો માસ્તર આ પોટલી પર. તમે થાકી ગયા લાગો છો. હમણાં ક્યાં છો ? "

માસ્તર નિરૂત્તર રહ્યો.

" અરે ભલા માણસ ! તમે આવા ભણેલા થઇને આટલા નબળા મનના કેમ છો ? તમે તો અમારા ગરૂ છો. "

" અજાઇ—મ્હને માફ કર. મ્હારો ગુન્હો એવા પ્રકારનો છે કે મોઢું દેખાડતાં હું શરમાઉં છું. "

" પણ માસ્તર આપણી વાત માત્ર ત્હમે ને હું એ સિવાય બીજું કોઇ પણ જાણતું જ નથી. "

" ત્હારી એ ખાનદાનીથી તો મ્હને ખરેખર ત્હારા તરફ બહુ જ માન ઉત્પન્ન થયું છે. ત્હારા જેવી બ્હેનનો હું ભાઇ થાઉં એવી જ પ્રભુ પાસે માગણી છે. "

" માસ્તર ઇ તો એમજ હોય ! માણસ જાત છે—ભૂલ થઇ જાય ! "

" નહિ બ્હેન ! એ ભૂલના ચિન્હ તરીકે આ કપાળ પરનો ઘા મ્હને રોજ મ્હારા એ પાપી વિચારનું પ્રાયશ્ચિત કરવાની યાદ આપે છે. "

" માસ્તર ગઇ ગુજરી ભુલી જાઓ. વખતે વખતે આપણી ભેંસનાં શેડકઢાં દૂધ પીવા આ બ્હેનને ઘેર જરૂર આવજો હો; લ્યો ભારી ચડાવો. "

ઉદારતા, નિખાલસતા, નિર્દોષતા, ખાનદાની અને શૂરવીરતાની મૂર્તિ સમી અજાઇને ચરણે પડવાનું વેણીલાલને મન થયું. એણે હૃદયથી એ વીરાંગનાને વંદન કર્યાં.

" માસ્તર, પોટલી ચડાવો. "

વેણીલાલે હાથ દેતાં ખડની એ મોટી પોટલી અજાઇએ માથે ચડાવી લીધી. ચડાવતી વખતે વેણીલાલના કપાળ પરનો મોટો ઘા અજાઇની આંખ્યોની બરાબર સ્હામે આવ્યો.

" માસ્તર વળતી વખતે જરૂર આવજો. એટલે હું એક વેલો આપીશ. એ વેલાનો રસ સાત દિવસ સુધી ત્હમારા આ ઘા પર ઘસશો એટલે ઘાનું નામ નિશાન નહિ રહે. "

# ફુલમંડલી

ચંપકલાલજી મહારાજના મંદિરમાં દર્શનનો હેલો પડયો. વૈષ્ણવોની દોડાદોડી શરૂ થઇ. મંદિરના ઓટલાપર 'ગાયની સેવા' 'ફુલ પાનની સેવા' 'કરો સેવા પામો મેવા' એવી રીતે એ જણાઓ સતત્ બોલ્યે જતા હતા.

'કાં દર્શન થાય છે ના ?' એક સ્ત્રીએ ઉતાવળે ઉતાવળે મંદિરનાં પગથિયાં ચડતાં ચડતાં સામે મળનારને પૂછયું.

'હા, પગ ઉપાડો–ટેરો હમણાં આવશે.'

'મોંઘી બહેન, ઉભાં રહેજો. હું હમણા જ પાછી ફરૂં છું.' એક યુવતીએ દોડતે દોડતે કહ્યું.

'હું તારી વાટ જોતી અહિં ઉભી છું–દોડ દોડ. આરતી આવી ગઇ છે.' મોંઘી પોતાની પડોશણ રતનની વાટ જોતી મંદિરના ઓટલા પર ઉભી રહી.

'જે જે જે જે...' મંદિરમાં દોડતાં દોડતાં વૈષ્ણવોએ પોકાર ચાલુ રાખ્યા.

મંદિરના ઓટલા પર સમાધાનીની કચેરી હતી. એ કચેરીમાં અત્યારે સમાધાની અને મંદિરના શાસ્ત્રી બેસીને ગપ્પાં મારતા હતા. વાત કરતાં કરતાં સમાધાનીની નજર સામે ઉભેલી મોંઘી પર પડી. એણે એક તીરછી નજરે આ બાઇ સામે જોયું અને પછી ત્વરાથી ઉઠી, હાથમાં પાનનું બીડું લઇ એ ઓટલા પર આવ્યો.

'જયશ્રીકૃષ્ણ' સમાધાનીએ મોંઘી સામે હાથ જોડ્યા.

'જયશ્રીકૃષ્ણ ભાઈ!' મોંઘીએ સામા હાથ જોડ્યા.

'કોની વાટ જુઓ છો, બાઇ?'

'મારી એક પડોશણ દર્શન કરવા અંદર ગઇ છે, એણે મને ઉભા રહેવાનું કહ્યું છે એટલે અહીં વાટ જોતી ઉભી છું.'

'લ્યો આ બીડું, શ્રીની ખાસ પરસાદી છે.' સમાધાનીએ ઉંચેથી બાઇના હાથમાં બીડું મૂક્યું.

મોંઘીએ હરખભેર એ બીડું લીધું. પોતાની આંખોએ અડાડ્યું અને સમાધાની તરફ આભાર ભરી દ્રષ્ટિ ફેંકી.

'એલા રામશંકર, દોડ દોડ. આ વૈષ્ણવ માટે એક પરસાદનો પડીયો લઇ આવ.' સમાધાનીએ ચોકમાં ઉભેલા પોતાના મદદનીશને દોડાવ્યો.

'ચલો બહેન–દર્શન માંડમાંડ થયાં. દોડી ન હોત તો આજે દર્શન વિનાની રહી જાત.' ઉતાવળે શ્વાસે રતન મોંઘી પાસે આવી.

'જરા ઉભી રહે. આ સમાધાનીજીએ પરસાદ મંગાવ્યો છે.'

'પરસાદ ? ?' રતને અજાયબીથી પ્રશ્ન કર્યો.

'હા.' મોંઘીએ હુંકે પતાવ્યું.

'તમે પારણાં બારણાં કરાવ્યાં છે કે શું ?' રતને આતુરતાથી પૂછ્યું.

'નહિ કરાવ્યાં હોય તો હવે કરાવશે.' સમાધાનીએ મોંઘીને બદલે વચમાં જ જવાબ આપી દીધો.

'પારણાં કરાવવા જેટલી શક્તિ પ્રભુ આપે.' મોંઘીએ જે દિશામાં ઠાકોરજી હતા એ તરફ હાથ જોડયા.

'શક્તિ તો ઘણી યે હોય છે. શું માણસો રોજના વહેવારમાં ખાતાંપીતાં નથી ? શું વાર તહેવાર કરતાં નથી ? શું છોકરાંઓ માટે ઘરેણાંગાંઠાં લેતાં નથી ? શું માણસો નાટકચેટક જોતાં નથી ? એવું એવું બધું ય માણસો કરે છે પણ જ્યારે દેવમંદિરમાં દોકડો આપવાની વાત આવે ત્યારે શક્તિ નથી કહીને ઉભાં રહે છે.' ઉતાવળે ઉતાવળે કચેરીમાંથી ઉઠીને શાસ્ત્રીજીએ આ બે બાઇઓ સમક્ષ ટુંકું પ્રવચન આપ્યું.

'તમે તમારે શાસ્ત્રીજી, નિરાંત રાખો. આ બે ય બાઇઓ ભાવિક છે. એમના દિલમાં તો શ્રીઠાકોરજી વસ્યા છે. એટલે તમે ઉપદેશ આપો તો ય ઠીક અને ન આપો તો ય ઠીક, એ તો પોતાનો ધરમ સાચવે એવાં છે.' સમાધાનીએ મોંઘી અને રતનની વકીલાત કરી.

'ભાઇ શું કરવું ને શું ન કરવું એ તો સહુસહુના મનની વાત છે. ધરમ સહુને વ્હાલો છે.' મોંઘીએ શાંતિથી કહ્યું.

'તમે તમારે આનંદમાં રહો. શ્રીનાં દર્શન કરવા આવો છો એટલે ભાગ્યશાળી છો.'

એટલામાં રામશંકર પરસાદનો દડીઓ લઇને આવ્યો.

'લ્યો વૈષ્ણવ, ઠાકોરજીનો આ પરસાદ છે. એલા રામશંકર, દોડ, આ બાઇ માટે બીજો એક પડીયો લઇ આવ.' સમાધાનીએ હુકમ છોડયો.

'ના, ના, કંઇ જરૂર નથી. અમે બન્ને આમાંથી સમજી લેશું.'

'એમ ન ચાલે. અહિં તો શ્રી ઠાકોરજીનો પ્રતાપ છે.' સમાધાનીએ હસીને મોંઘી સામે જોયું.

'ફુલમંડલીનો કેટલો ખરચ આવતો હશે?' રતને ચોકમાં ભરાતી ફુલમંડલી તરફ દૃષ્ટિ પડતાં, સમાધાનીને પૂછ્યું.

'એ તો જેવી ફુલમંડલી. ગુલાબની, જાઇની, જુઇની, ડોલરની, જાસુંદીની, એમ જુદી જુદી જાતની ફુલમંડલીઓ થાય છે.'

'પણ ઓછામાં ઓછી કેટલામાં ફુલમંડલી થાય?' રતને ફરી પાછું પૂછ્યું.

'સમાધાનીજી, આ વૈષ્ણવને ફુલમંડલી કરાવવાનો વિચાર લાગે છે.' શાસ્ત્રીએ વચમાં વણમાગ્યો અભિપ્રાય આપ્યો.

'જુઓ, બાઇ, તમારે ફુલમંડલી કરાવવી હોય તો ઓછામાં ઓછું જે થાય તે લેશું.'

'પણ કેટલું?'

'તમે ય જબરાં વેપારી લાગો છો–આમાં થોડો વેપાર છે? સોપારીનો કટકો આપશો તો ય ઠાકોરજી રાજી થઇને સ્વીકારશે.'

[ ૨ ]

વૈષ્ણવતા એટલે રસિકતા. પુષ્ટિસંપ્રદાય એટલે મોજ, ઉલ્લાસ: ખાવું, પીવું, રમવું, ગાવું, નાચવું અને પ્રજાશરીરને નવપલ્લવીત કરવું. સંગીત, નૃત્ય અને કલાને જો કોઇ પણ સંપ્રદાયે વધુ વેગ

આપ્યો હોય અથવા જીવતાં રાખ્યાં હોય તો એમાં પુષ્ટિમાર્ગનો હિસ્સો સહુથી વધારે છે. એક વખત એવો હતો કે ભારતવર્ષમાં વિરાગનો અતિરેક થયો. રસિકતાનાં મૂળ ઉખડવા મંડ્યાં. પ્રજાશરીર વિરાગથી લુખું થયું. અને એ જ વખતે પુષ્ટિમાર્ગનું પ્રાગટ્ય થયું. જેવી રીતે વર્ષાનાં જલસિંચનથી સૂકાઇ ગયેલાં મૂળીયાં સજીવન થઇ નવપલ્લવીત થાય તેવી રીતે વિરાગથી લુખી બનેલી જનતામાં પુષ્ટિમાર્ગે રસિકતાનાં સિંચન કરી પ્રજાશરીરને નવપલ્લવીત કર્યું.

વૈષ્ણવોના દેવમંદિરો જેટલી રસિકતા આજે કોઇ પણ સંપ્રદાયમાં નથી. રૂતુરૂતુના વૈભવો, રૂતુરૂતુના વિલાસ અને રૂતુરૂતુના ઉત્સવો એ દેવમંદિરોમાં દેખાય છે.

હમણાં રોજ ફુલમંડલી ભરાતી અને સાંજે દર્શન વખતે આખું યે મંદિર ફુલોની સૌગંધથી મહેકી ઉઠતું.

રતને ઘેર જઇ પોતાના પતિ પાસે એક માગણી રજુ કરી.

'કેમ શું છે ?' જમીને સુડી લઇ સોપારી કાતરતાં કાતરતાં રતનના પતિ રમણિકે પત્ની સામે મીટ માંડી.

'મારી એક માગણી છે.'

'બોલને !'

'તમે માનો તો જ કહું.'

'એમાં માનવા ન માનવાનું શું છે ? તારે જે કંઇ કહેવું હોય એ ખુશીથી કહે.'

'પરણીને આવ્યા પછી તમારી પાસે મેં કોઇ દિવસ કંઇ માંગણી કરી છે ?'

'આજે કર.'

'જુઓ, આ શ્યામબાઇ પડોશમાં રહે છે, એ તેના ધણી

પાસે દર મહિને એક એક દાગીનો માગે છે; બીજે માળે વખતુ રહે છે એ એના વર પાસે વખતોવખત નવાં નવાં કપડાં માગે છે. નળ પાસેની ઓરડીમાં રહેતી નંદુ દર મહિને એના વર પાસેથી પાંચ રૂપિયા હાથ ખરચીના મા........'

'પણ એ બધી લાંબી વાતોની શી જરૂર છે ? તારે જે કંઇ કહેવું હોય એ કહી નાંખ એટલે પત્યું.' રમણિકે રતનને વધુ બોલતી અટકાવી.

'હં: તમે જરૂર માનશો ?' રતન કાલીઘેલી થઇ.

'આમ શું કરતી હશે ? કોઇ દિવસ નહિ અને આજે આ શું માંડયું છે ?'

'ત્યારે મારે એક વચન નાંખવું છે.'

'બોલ.'

'આવતી કાલે મારે ઠાકોરજીની ફુલમંડલી કરાવવી છે.'

'ફુલમંડલી ?'

'હા.'

'આપણી પાસે એવા વધારાના પૈસા કયાં છે કે એવી ફુલમંડલીઓ ભરાવીએ ? એ તો શ્રીમંતોનાં કામ. જેને ઘેર ગાડીઘોડા હોય, જેને ઘેર મહિનાની હજારોની આવક હોય એ લોકો ફુલમંડલીઓ ભરાવે એ એમને પાલવે; બાકી મારા જેવા પચ્ચીસ રૂપરડીના પગારવાળાને તો સુંઘવાને એક ફુલ પણ મળતું નથી ત્યાં ફુલમંડલી શી રીતે ભરાવાય !'

રતન આ સાંભળી ઠરી ગઇ. થોડી વાર તો એ કંઇ પણ બોલી શકી નહીં. કંઇક ગુસ્સો, કંઇક નિરાશા અને કંઇક ગરીબીનો ખ્યાલ; એ સર્વમાં એ એક પળ મુંઝાણી, બીજી પળે એણે પોતાનાં નેત્રો પતિ સામે ઉંચાં કર્યાં.

'ત્યારે તમે ફુલમંડલી નહિ કરવા દ્યો ના ?'

'તું આવો સવાલ પૂછે છે એમાં જ મને અજાયબી લાગે છે. તું જાણે છે કે સવારથી સાંજ ગધાવૈતરું કરું છું ત્યારે મહિને દહાડે માંડ પચ્ચીસ રૂપરડી દેખું છું. એ પચ્ચીસ રૂપિયામાં પણ આપણે માંડમાંડ ખેંચીને પુરું કરીએ છીએ. દૂધ છાશ તો મળતાં ય નથી. આવી સ્થિતિમાં ફુલમંડલી ક્યાંથી ભરાય ? અને એ દેવમંદિરવાળાઓને પણ લોકોની ગરીબીનો વિચાર જ આવતો નથી. લોકોની આજની ગરીબીનો કોઇ પણ વૈષ્ણવ મહારાજને ખ્યાલ હોય તો આ ફુલમંડલીઓ અને હિંડોળાના દર્શનને બદલે સાદાઇમાં જ ઠાકોરજીનાં દર્શન કરાવે. લોકોને એકથી બીજી વખત ખાવાનું મળે છે કે નહિ એની જો આ મંદીરોવાળા કાળજી રાખે તો આ દૂધગરની મીઠાઇઓના પ્રસાદ ભર બજારે વેચાય નહિ. પ્રભુ તો ગરીબનિવાઝ છે. ગરીબોના બેલી તરીકે શ્રીકૃષ્ણે ભીલડીના બોર આરોગ્યાં અને સુદામાના તાંદુલ સ્વીકાર્યા. વૈષ્ણવ મંદિરોના માલિકોને કાને કોઇએ આ વાત નાખી છે કે તમે રોજ કઢેલાં દૂધ પીઓ છો અને લાખો વૈષ્ણવોનાં બાળકો દૂધનાં ઘુંટડા માટે ટળવળે છે ?'

'તમે તો મોટા ઉપદેશક થઇ બેઠા હો એમ મહારાજોને પણ સલાહ આપવા નિકળ્યા છો.'

'હું વૈષ્ણવ છું. વૈષ્ણવ હોવા માટે હું મગરૂર છું. પણ ગરીબોને ખાવાના ટુકડા મળતા ન હોય ત્યાં આવી ફુલમંડલીઓ ભરવાની વાત આવે તેની સ્હામે મારી વિરુદ્ધતા છે.'

'દેવ માટે ટીકા કરવી તે પાપ છે.' રતને પતિને ઉપદેશ આપવાની શરૂઆત કરી.

'આ કંઇ દેવ માટે ટીકા નથી. આ તો દેવને નામે માલ-મલીદા ઉડાવનારાઓ, દેવને નામે વૈભવ વિલાસ માણનારાઓ અને

'હા, ભાઇ, ઠાકોરજીની કૃપા છે ને જ્યાં સુધી આંખે દેખાય છે ત્યાં સુધી આ સેવા કરી લેવી.'

'ના ના, ઠીક છે. ભાગ્યશાળી છો.'

સમાધાની બોલતાં બોલતાં બીજી તરફ ચાલ્યા.

"જોયું રતનબાઇ, તમે કેવાં ભાગ્યશાળી છો કે આજે મોગરાના ફુલની ટોપલીઓ ને ટોપલીઓ આવી પડી છે.'

'એ બધી તમારી દયા.' રતને ફુલ પરોવતાં પરોવતાં નીચું જોઇને જવાબ આપ્યો.

'ખરી વાત છે સમાધાનીજી, તમે જો સહાય ન કરી હોત તો મારા જેવીને આ ફુલમંડલીનો લ્હાવો ક્યાંથી મળત ? મારા ઘરમાંથી ના કહી એટલે રડી રડીને ત્રણ દિવસ સુધી આંખો સુઝાડી દીધી. પણ ધણીએ ફુલમંડલી માટે એક પાઇ પણ આપવાની ચોકખી ના પાડી દીધી. એ તો સારૂં થયું કે રતન પાસે થોડા છૂપા રૂપિયા હતા અને બાકીના ઘટતા તમે આપ્યા એટલે આજે આ બધું થઇ શક્યું.' મોંઘીએ સમાધાનીનો રતન વતી આભાર માન્યો.

'એણે એક પાઇ પણ નથી આપવાની. મેં મહારાજશ્રીને એની બધી વાત કરી એટલે આજની ફુલમંડલી એક પણ પાઇ લીધા વિના મહારાજશ્રીએ એમને એમ કરવાની પરવાનગી આપી છે અને હું એ જ કહેવા આવ્યો છું કે મહારાજશ્રી રતનબહેનને હમણા થોડા વખત પછી ચરણસ્પર્શ કરવા બોલાવશે તે વખતે એ ત્યાં આવે.'

'ધન્યભાગ્ય. રતનનાં કોઇ પૂર્વનાં પૂણ્ય છે કે એમના તરફ મહારાજશ્રીએ આવો ભાવ બતાવ્યો.'

'જુઓ હું હમણાં જાઉં છું. થોડીવાર પછી શાસ્ત્રીજી બોલાવા આવે ત્યારે આવજો.'

[ ૪ ]

રતનના પતિએ ફુલમંડલી માટે કંઇપણ આપ્યું નહિ અને સમાધાનીની મદદથી મહારાજે આજની ફુલમંડલી પોતાને નામે ભરાવી તે સાંભળી રતનના હરખનો પાર રહ્યો નહિ. તેના દિલમાંથી આશિર્વાદના ફુવારા આ સમાધાની તરફ ઉડતા હતા. ' કલ્યાણ થજો એનું કે આજની સેવાનું ફળ મને મળે તેવી એણે સગવડ કરી આપી. ' આમ મનમાં ને મનમાં તે લવતી હતી અને દોરામાં ફુલ પરોવ્યે જતી હતી.

' ચાલો, મહારાજશ્રી પધાર્યા છે. ' શાસ્ત્રીએ આવી રતનને કહ્યું.

" આ મોંઘીબહેન સાથે આવે તો ?" રતને શાસ્ત્રી સ્હામે જોયું.

' મોંઘી બહેનને પછી ચરણસ્પર્શ થશે. હમણાં તો તમારે જ આવવાનું છે. ' શાસ્ત્રીએ સ્પષ્ટ વાત કરી.

' હા રતન, હમણાં તું ચરણસ્પર્શ કરી આવ—આજે ફુલ-મંડલી તારી છે, એટલે તને એ ખાસ દર્શનનો લાભ મળ્યો છે.'

' પ્રભુના દરબારમાં એવા ભેદ કેવા ? એને ત્યાં તો સહુને દર્શનનો સરખો હક્ક હોવો જોઇએ. ' રતને ભોળપણાની સાબીતી આપી.

' ચાલો બાઇ, ચાલો. આમ વાતોમાં વખત ગુમાવશો એ અહીં નહિ ચાલે. ' શાસ્ત્રીએ સહેજ કડકાઈ બતાવી.

રતન ઉઠી, શાસ્ત્રીજી પાછળ ચાલી.

' ક્યાં મહારાજશ્રી ઉપર છે કે ? ' રતને ચાલતાં ચાલતાં શાસ્ત્રીને પૂછ્યું.

' હા, મારી પાછળ ચાલ્યાં આવો. '

મંદિરને પહેલે માળે શાસ્ત્રી અને રતન ચડયાં.

'શું કરો છો નરાધમો ? વૈષ્ણવ મંદિરને અભડાવનારા કુતરાઓ ! આ શું કરો છો ?'

સમાધાની અને શાસ્ત્રી કંપવા મંડયાં.

'બદમાશો ! તીર્થક્ષેત્રમાં પણ પાપ કરતાં ડરતા નથી ! વૈષ્ણવ સંપ્રદાય જેવા પવિત્ર માર્ગને કોઇએ અભડાવ્યો હોય તો તમારા જેવા રાક્ષસોએ."

યુવાન મહારાજની બંને આંખ્યોમાંથી અગ્નિ વરસતો હતો.

'બેન, તુ અહિં શું કરવા આવી ?'

રતને કંપતાં કંપતા ફુલમંડલીની સર્વ હકીકત કહી સંભળાવી.

'શેતાનો ! મારા ચરણસ્પર્શ કરાવવાને બહાને એક વૈષ્ણવ અબળાને આ રીતે ફસાવીને તમે શું હાંસલ કર્યું ? વૈષ્ણવ સંપ્રદાયને શ્રાપરૂપ તમારા જેવા અધિકારીઓનું સત્યાનાશ જાઓ.'

* * *

ફુલમંડલીની આ કથા રતને કોઇ દિવસ કોઇને કહી નહિ એક વખત તેના પતિએ જ્યારે પૂછ્યું કે ફુલમંડલીનાં દર્શન કરવા હવે કેમ જતી નથી ત્યારે રતને તે દિવસની ફુલમંડલીની કથા વિગતવાર રડતાં રડતાં પતિ સમક્ષ કહી સંભળાવી.

'ઠીક થયું તારા જેવી વેવલી માટે એ પ્રસંગ જરૂરનો હતો.' રમણિકે હસતાં હસતાં તેનાં આંસુ લૂછ્યાં.

# કુમારી મેંદી

“ હલ્લો કોણ છે ? ” ટેલીફોનનું રીસીવર હાથમાં રાખી સ્હામો શું જવાબ મળે છે તે સાંભળવા પોતાની સર્વ શક્તિ રોકતો રામનારાયણ બુટની એડી પર બોલતો બોલતો ઊભો થયો.

“ એ તો મારે આપને મળવા...” ઘંટડીના રણકાર સમો કોઈ યુવતીનો અવાજ ટેલીફોનમાં સંભળાયો ન સંભળાયો તેટલામાં તો એ સંદેશામાં ખલલ પડી. શબ્દોને બદલે ઘુરર ઘુરર...ઘુરરરરર અવાજ ટેલીફોનમાં સંભળાયો. રામનારાયણ બેરીસ્ટરે એલા...એલાવ

...એલાવ, એમ જોર શોરથી અવાજ કર્યા, પણ ટેલીફોનમાં તો માત્ર ઘુર્રર...ઘુર્રર સિવાય બીજું કાંઇ સંભળાયું નહિ.

હાથમાંથી શિકાર જતો રહેતો હોય અને કોઇ શિકારી ધુંવાપું વા કરે એવી રીતે રામનારાયણે ટેલીફોન મશીન સ્હામે, ટેલીફોન કંપની સ્હામે, અને હાથમાં ઝાલેલા રીસીવર સાથે કંઇક ધમપછાડા કર્યા. પણ એ ટેલીફોન કરનાર કોણ હતું, કીયે નંબરેથી ટેલીફોન કરતું હતું એ જાણવાની એની આતુરતા અણપુરી રહી ગઇ.

કપાળ પર પરસેવો વળી ગયો ત્યાં સુધી એણે ટેલીફોનનો સંદેશો પુરો સાંભળવા પ્રયાસ કર્યો. પણ પરિણામમાં એણે નિરાશા અનુભવી. કંઇક ગુસ્સો, કંઇક આવેશ અને કંઇક ઉતાવળમાં એણે એ ટેલીફોન કરનાર કોણ હશે એને વિષે અનેક અટકળ કરી લીધી. અનેક પ્રકારના તર્કમાં એ યુવાન ધારાશાસ્ત્રી ગુંચવાયો. ટેબલ પર લાંબા પગ કરી ખુરશીને અઢેલી એ બ્રીફ્લેસ બેરીસ્ટર વિચારને વમળે ચઢ્યો.

રામનારાયણ બે વર્ષથી બેરીસ્ટરી કરતો હતો, પણ હજી સુધી વકરામાં વીશી ખર્ચ જેટલું કમાવામાં પણ એને મુશ્કેલી પડતી. મરીન સ્ટ્રીટમાં બેરીસ્ટર તરીકેનું પોતાનું પાટીયું રંગાવવાનાં રૂપીયાં પણ હજુ એણે વસુલ કર્યાં ન્હોતાં એ એની સ્થિતિ હતી.

બેરીસ્ટર થયા એટલે સ્હેજ ટાપટીપમાં રહેવું તો જોઇએ. હાઇકોર્ટને પગથીયે બેરીસ્ટર તરીકે મોભાસર પગલાં માંડવાં જ જોઇએ. એટલે રામનારાયણને પોશાકનો ખર્ચ મોંઘો પડી જતો હતો. છતાં સ્હવાર, બપોર અને સ્હાંજનો પોશાક જૂદો રાખવાની એટીકેટ પાળવામાં આ બ્રીફલેસ બેરીસ્ટર એક્કો હતો.

પોતે ન્યાતબહાર હોવાથી અત્યારસુધી ફરજીયાત કૌમારવ્રત સેવવું પડ્યું હતું: પણ એથી એક વાતે એને નિરાંત હતી. જેને

પોતાનું એકનું પેટ ભરવું ભારે પડતું એ એના પેટ શી રીતે ભરી શકત ? એટલે આ ફરજીયાત કૌમારવ્રત એના લાભમાં ઉતર્યું હતું.

બેરીસ્ટરનો ધંધો ખીલવવામાં રામનારાયણે પ્રયત્ન કરવામાં કંઇ પણ ખામી રાખી ન્હોતી. પણ જ્યાં નશીબ ઠંડુ ત્યાં સર્વસ્વ ઠંડુ. અત્યાર સુધીમાં એના બધા પાસા નિષ્ફળ ગયા. ઓળખીતો દાણાવાળો, ધોબી વિગેરે કોર્ટમાં આવે અને પોતાને બીક મળે એને અંગે એણે દાણાવાળાઓ અને ધોબીઓ સાથે ભાઇબંધી કરી પણ કોઈ તકરાર કરે તોજ કોર્ટે ચડે ને ! રામનારાયણને નસીબે એના ઓળખીતાઓમાં કોઇ અંદર અંદર લડતું ન્હોતું. મ્હોટા બેરીસ્ટરો પાસેથી કામ મેળવવા માંગત તો અવારનવાર એને અમુક કામ મળત ખરું; પણ એ બાબતમાં તો પોતાનો મોભો હલકો પડે એ વિચારે રામનારાયણ ફરજીયાત બેકારી સેવતો.

હવે તો એ કંટાળ્યો હતો. જો આજકાલમાં કોઇ અસીલ ન મળે તો મુંબઇ છોડીને કોઇ બીજે સ્થળે નસીબના પાસા અજમાવવાનો એનો વિચાર હતો.

કોઇ દિવસ નહિ અને આજે ટેલીફોનની ઘંટડી વાગી અને તેમાંય પોતાને મળવા આવવાની વધામણી હજી પુરી સંભળાઇ ન સંભળાઇ અને સંદેશો અધુરો રહી ગયો એટલે એના ગુસ્સાનો પાર ન રહ્યો. વિચારમાં ને વિચારમાં ટેલીફોન કંપની પર દાવો માંડવાની નોટીસ લખવા એણે કલમ હાથમાં લીધી. એટલામાં તો બહાર કોઇનાં પગલાં સંભળાયાં. કોણ છે એ જાણવા પોતે ખુરશી પરથી સફાળો બેઠો થયો અને બારણા આગળ આવ્યો ત્યાં તો આકાશમાં વીજળીનો ચમકારો થાય તેમ મેંદી ઝબકી.

“ શ્રી રામનારાયણ બેરીસ્ટરની ઓફીસ આજ કે ? ”

પ્રશ્ન પૂછનાર તરફ રામનારાયણે મીટ માંડી. ટેલીફોનમાં જે અવાજ સાંભળ્યો હતો તેને મળતો જ આ અવાજ હતો.

" હા. આપને કોનું કામ છે ? " રામનારાયણે જરા દમામથી પૂછ્યું.

" મ્હારે બેરીસ્ટર સાહેબને મળવું છે. હું માનું છું કે આપ પોતે જ......"

" હા. હા. હું પોતેજ રામનારાયણ, આવો બેસો. " બોલતાં બોલતાં મેંદીને રામનારાયણે ખુરશી પર બેસાવા સુચના કરી.

" ત્હમારૂં નામ ? "

" મ્હારૂં નામ મેંદી "

" મેંદી ! ? – નામમાં કવિતા લાગે છે. " રામનારાયણે મેંદી સ્હામે મીટ માંડી.

મેંદી રામનારાયણ સ્હામું જોઇ સહજ મીઠું હસી.

" ત્હમારો કેસ કયા પ્રકારનો છે ? કેટલાનો દાવો છે ? " એક વેપારી ધંધા પર ધ્યાન આપે તેમ રામનારાયણે મેંદી સમક્ષ પ્રશ્નો મૂકયા,

" મ્હારો કેસ અંગત છે. હું આપની સલાહ લેવા આવી છું. "

" શી બાબતમાં ? "

" મ્હારે ધંધો કરી પૈસા કમાવવા છે. અને એમાં આપની સલાહ જોઇએ છે. "

આશાને હીંચકે ઝુલનારની હીંચકાની દોર તુટી જાય તેવી દશા રામનારાયણની થઇ. આવો ભાઇ હરખા કે આપણે બેય સરખા—એ લોક કહેવત એને આ પ્રસંગે સાચી લાગી. હજુ પોતે બેકારીની ભૂલભૂલામણીમાં ભૂલો પડયો છે ત્યાં આ બેકાર સ્ત્રીનો સલાહકાર પોતે શી રીતે થઇ શકે ?

એણે સહેજ નિરાશામાં મૌન સેવ્યું.

" આપને મ્હેં એટલા માટે ટેલીફોન પણ કર્યો હતો કે આપને અવકાશ હોય તો મળવા આવું. "

" ટેલીફોન ત્હમે કર્યો હતો ? "

" હા જી. "

આ જવાબથી રામનારાયણની નિરાશા વધી. ટેલીફોન કરનારૂં કોઇ સારૂં અસીલ હશે અને સ્હાંજ સુધીમાં આવશે તો પાંચ પૈસા મળશે એ આશા હવે તદ્દન હવામાં ઉડી ગઇ.

" ત્હમે મ્હને ક્યાંથી ઓળખો ? "

" આપને તો હું ઘણા વખતથી ઓળખું છું. "

" કઇ રીતે ? "

" વીરમગામની ધર્મશાળામાં આપણે એક દિવસ સાથે રહ્યાં હતાં. "

" મ્હને કંઇ યાદ આવતું નથી. "

" આપ તો મોટાં માણસ છો. ગરીબને બધું યાદ રહે. આપના જેવાને આવું યાદ રાખવાની ફુરસદ ક્યાંથી હોય ! " મેંદી બોલતી બોલતી હસી.

રામનારાયણે પોતાનો મોભો બતાવવા મેંદી સ્હામે જોયું.

" જરા બેસજો, હું આ બે બ્રીફ જરૂરની છે તે જરા જોઇ લઉં. પછી આપણે વાત કરીએ. "

" કંઇ ફીકર નહિ. મ્હને ઉતાવળ નથી. "

રામનારાયણને ટેબલ પર મૂકેલા જૂના કાગળોનો થોકડો ઉખેડ્યો અને જાણે પોતાને બહુજ કામ હોય તેમ એ કાગળીયાંઓ એણે ઉતાવળથી ઉંધાં ચતાં ફેરવ્યાં.

" હું બોલો, ત્હમારે શી સલાહ જોઇએ છે ? "

" મ્હારે સીનેમા નટી તરીકે કામ કરવું છે. આપને એ કેમ લાગે છે ? "

સીનેમા નટી એ શબ્દોથી રામનારાયણના મગજમાં નવો વિચાર જન્મ્યો. હોલીવુડમાં સીનેમા નટીઓ લાખોપતિની સ્થિતિમાં આવી ગઇ છે. શા માટે આ મેંદીના નામપર લાખો રૂપીયા એકઠા ન થાય ? તર્ક ચલાવવામાં રામનારાયણ અજોડ હતો. એણે ઝપાટામાં પોતે ગણવાના આંકડા ગણી લીધા અને પ્રભુએ ખેકારી મટાડવા મેંદીને મોકલી છે એમ માનીને એની સ્હામે આતુરતાથી જોયું. મેંદી એને ઉર્વશી જેવી લાગી.

" ત્હમે સીનેમા નટી તરીકે રહેવા ખુશી છો ? "

" હાજી. અને એટલા ખાતર મ્હારા દેશના એક વતની તરીકે આપના જેવા બેરીસ્ટરની સલાહ માગવા આવી છું. "

" જુઓ. ત્હમારે સીનેમા નટી થવું હોય તો વર્ષના એક હજાર રૂપિયા હું આપીશ. "

" આપ જે આપશો તે ચાલશે. માત્ર મ્હારે તો આ મુંબઇ શહેરમાં આપના જેવાની ઓથ જોઇએ છે. "

" ત્હમારે મ્હારી સાથે ખતપત્ર કરવું જોઇશે. "

" આપ કહેશો તેમ કરવા હું તૈયાર છું. "

" જુઓ ત્હમારી સાથે પાંચ વર્ષની બંધી. એ દરમ્યાન હું ત્હમને કહું ત્યાં ત્હમારે કામ કરવું. મ્હારી એક શરત બહુજ આકરી છે. ત્હમારે હમેશાં મૌન સેવવું પડશે. "

" સેવીશ. "

" મૌન એટલે તદ્દન મુંગા થઇ જવું. દરેક માણસ એમ જાણે કે ત્હમે જન્મથી મુગાં છો. એ રીતે મૌન સેવવું પડશે. "

" આવી શરત કરવાનું કંઇ કારણ ? "

" એ ત્હમે સ્હમજો નહિ. ત્હમે સીનેમા લાઇનથી અજાણ્યાં છો. એની આંટીઘુંટી સ્હમજતાં હોત તો અમારા જેવા બેરીસ્ટર હવા ખાત. "

રામનારાયણે કરારનામું ઘડયું અને મેંદીએ એના પર સહી કરી.

( ૨ )

' કુમારી મેંદી ' નું નામ સીનેમા શોખીનોમાં ટુંક વખતમાં માનીતું થઇ પડયું. મેંદીનું લાવણ્ય, મેંદીનું સૌંદર્ય, મેંદીની હાલચાલ, મેંદીનો અભિનય એ સર્વ શિષ્ટ અને સામાન્ય સમાજમાં આકર્ષક નિવડયાં. જે ફીલ્મમાં મેંદીનો પાર્ટ હોય એ ફીલ્મ ચાર ચાર આઠવાડીયાં સુધી ચાલતી. કુમારી મેંદી એ મુંબઇનુ માનીતું પાત્ર થઇ પડયું.

રામનારાયણે પહેલે મહિને મેંદીને એક ફીલ્મ કંપનીમ રૂપિયા પચાસના માસિક પગારે રાખી. ધીરજ રાખી છ માસ મેંદ આ ફીલ્મ કંપનીમાં રહી. ત્યાં તો એ ફીલ્મ કંપનીની ફીલ્મોની બુકીંગ પર દરોડો પડયો. સાતમે મહિને ફીલ્મ કંપનીના માલી મેંદીનો દોઢસોનો માસિક પગાર કરી દીધો. હવે સીનેમા આલમમાં મેંદીના વખાણની ઝડી જામી. એને પોતાની કંપનીમ મેળવવા માટે ફીલ્મ કંપનીના ડાયરેક્ટરોએ રામનારાયણ બેરીસ્ટરને ઓફીસનાં પગથીયાં ઘસી નાંખ્યાં.

એક પારસી શ્રીમંતે તો મેંદીને ખાતર જ નવી ફીલ્મ કંપન ઉભી કરી અને મહિનાના ત્રણસોને પગારે મેંદીને મુખ્ય નટીનુ કામ સોપ્યું.

મેંદી મુંગી રહેતી એથી તો મેંદીની કિંમત વધી. કોઇ કાં એ કોઇ રાજ્યની રાજકુમારી છે, તો કોઇ અટકળ કરતું કે ર

કોઇ મોટા જાગીરદારની પુત્રી છે. કોઇ વળી એમ પણ કે'કતું કે એ જન્મથીજ મુંગી હોવાંથી જે રાજકુટુંબમાં એ જન્મી છે એ રાજકુટુંબે એને તજી દીધી છે.

રોજ સ્હવારના પ્રાતઃકાળની ઉષા પ્રકટે અને મેંદીની કીમત વધતી. ફીલ્મ કંપનીવાળાઓએ એને હવે માસિક હજાર રૂપિયાનો પગાર આપવાની લાલચે લલચાવવા જૂદા જૂદા પ્રયત્નો કર્યા. પણ એ વિપ્રે મેંદી રામનારાયણ તરફ આંગળી ચીંધતી અને ઇશારતથી સ્હમજાવતી કે એ બાબતમાં રામનારાયણ બેરીસ્ટરને સાહુએ પૂછવું.

થોડા મહિના પહેલાં માંખીઓ મારતા બ્રીફલેસ બેરીસ્ટર રામનારાયણને લક્ષ્મીનારાયણદેવ પ્રસન્ન થયા હોય તેમ એનાં ગજવાં હવે ભારે થવા મંડયાં. અનેક પ્રકારની લાલચો સ્હામે મેંદી પોતે કરેલી શરતો કેવી પ્રમાણિકતાથી પાળે છે એ પર રામનારાયણ બારીકાઇથી ધ્યાન આપતો.

મેંદી જે કંપનીમાં કામ કરતી હતી એ કંપનીના પારસી માલેક આ મુંગી સીનેમા નટીને બોલતી કરવા વિવિધ પ્રયત્નો કર્યા. એક પારસી સંસારી ફીલ્મ એણે પોતે લખી. તેમાં ફીલ્મના નાયકનું પોતે પાત્ર ભજવ્યું અને એ પાત્રની પરણેતરનું પાત્ર મેંદીને આપ્યું. મેંદી કોઇ પણ જાતનું પાત્ર ભજવવામાં હવે કુશળ થઇ ગઇ હતી. પારસણ તરીકે એણે પોતાના માલિકની આ નવી કૃતિને શોભાવી દીધી.

આજે એ નવી ફિલ્મ લેવાતી હતી. તેમાં એક દ્રષ્ય એ હતું કે એ પારસી પોતાની સ્ત્રીને દેશના રાજકિય પ્રશ્નોમાં રસ લેવાનું કહે છે. સ્ત્રી એને કોઠું આપતી નથી. રાજકિય ચર્ચાથી કંટાળીને બન્ને ઉભાં થાંય છે. પારસી બહાર જવા નીકળે છે.

જતાં જતાં પોતાની પરણેતરને એ હસતાં હસતાં કહે છે કે તું આમ બાવળના ઠુંઠાં જેવી ઉભી રહીશ તો દેશને સ્વરાજ શી રીતે મળશે ? અભિનય કલામાં મેંદીએ સ્વામીત્વ મેળવ્યું હતું. પોતાના હસતા પતિ સ્હામું એનું મુખ લેશ પણ મલક્યું નહિ. આ અભિનયથી એજ પારસી માલેકે મેંદીને માસિક પંદરસોનો પગાર કરી આપ્યો.

હવે મેંદીના ભાવ વધ્યા. સીનેમા આલમમાં મેંદી સામ્રાજ્ઞી ગણાતી. જ્યાં જુઓ ત્યાં મેંદીની જ વાતો થતી. રસ્તે ચાલતાં છોકરાઓ પણ લલકારતા:

"મેંદી રંગ લાગ્યો રે"

મુંબઇ મેંદી પછવાડે ઘેલું થયું હોય તેમ મેંદી સોપ, મેંદી રીસ્ટ વોચ, મેંદી પેન, મેંદી હેરકટીંગ સેલુન, મેંદી વિશ્રામગૃહ, મેંદી વસ્ત્રશુચિકામંદીર મેંદી બ્રેસલેટ, મેંદી રીંગ, એમ જીવનમાં સહુને મેંદીનો જ રંગ લાગ્યો.

શિષ્ટ પત્રો પણ પોતાના પુંઠા પર મેંદીનાં એક રંગી, બેરંગી અને ત્રીરંગી ચિત્રો આપતાં.

એક યુવાન દેશી રાજવી એનું એક ત્રિરંગી ચિત્ર જોઇ એના તરફ ખેંચાયો.

"રઘુ, આ ચિત્ર કોનું છે ?"

"સાહેબ, એ મેંદી નામની એક સીનેમા નટીનું છે."

"સીનેમા નટી ?"

"હાજી."

"પ્રભુએ એને નવરે દી'એ ઘડી લાગે છે."

"અન્નદાતા, એના પર તો આખું મુંબઇ ઘેલું છે.'

"હશે જ."

" ગરીબ પરવર, મુંબઇના શેઠીયાઓ દેવ દેવીને દિવસમાં એક વખત યાદ કરતાં હોય તો કોણ જાણે પણ મેંદીને તો ઘડીએ અને પળે સહુ યાદ કરે છે. "

" તો તો મ્હારે એને ખાનગીમાં જોવી પડશે. "

" બાપુ, આ મુંબઇ છે. એમાં કોઇ પણ સ્ત્રીને ખાનગીમાં જોવી એ નહિ બની શકે. આપની આજ્ઞા હોય તો ફીલ્મ કંપનીવાળાને મળીને આપ એને જોઇ શકો એવો પ્રયત્ન કરૂં. "

" એમ તો એમ—પણ હવે એને જોવી તો પડશેજ. "

આ યુવાન રાજવીએ મેંદીના ચિત્રને ધારી ધારીને જોયું. એના શરીરને જેમ જેમ એ જોતો ગયો તેમ તેમ એનો મોહ વધતો ગયો. કોઇ પણ ભોગે મેંદીને મેળવવી એવા નિશ્ચય પર એ આવી ગયો.

રઘુ મુત્સદ્દીગીરીમાં કુશળ હતો. ધીમે ધીમે એણે ફીલ્મ કંપનીના પારસી માલેકને હાથમાં લીધો. રાજા સાહેબ આ ફીલ્મ કંપનીમાં સારી મુડી રોકી ભાગીદાર થઇ સીનેમા ઉદ્યોગની ખીલવણીને ઉત્તેજન આપવા માગે છે, એમ કહી એણે એની સાથે બંધબેસતું ચોકઠું ગોઠવ્યું.

આજે ઇરાનીયન ફીલ્મ કંપનીમાં મંગલપૂરના મહારાજા પધારે છે એ ખબર સીનેમા આલમમાં સર્વત્ર વાયુવેગે પ્રસરી ગયા. ઇરાનીયન ફીલ્મ કંપનીમાં ' દિલ્હીની મહારાણી ' એ ફીલ્મ ઉતારવાનું કામ ચાલતું હતું. મંગલપુર નરેશ નિયત થયેલે વખતે આવ્યા. ફીલ્મ ઉતારવાનું કામ શરૂ થયું. ફીલ્મનાં જુદાં જુદાં દ્રષ્યો ડાયરેકટરે મહારાજાને બતાવ્યાં. પણ જ્યારે ' મહારાણી ' તરીકે મેંદીનું કામ આવ્યું ત્યારે મંગલપુરનો યુવાન નરેશ ઘેલો થયો. ' દિલ્હીની મહારાણી'ની ફીલ્મમાં એનો અભિનય આકર્ષક અને મોભા ભર્યો

હતો. એ ખરેખર મહારાણી જેવી જ લાગતી હતી. એનો ગંભીર ચહેરો, એની મનમોહક આંખ્યો અને એના લાવણ્યે આ ફીલ્મ પાછળ હજારો લોકોને ઘેલાં કર્યાં હોય એવી સ્વપ્નસૃષ્ટિમાં આ મહારાજા ઉડવા લાગ્યો. ફીલ્મ કંપનીના ડાયરેકટર અને માલેક જાણે કે રાજા પોતાની વાતો સાંભળે છે એમ ધારી વિગતવાર સ્હમજાવતા હતા પણ એને તો એકજ લગની લાગી હતી કે મેંદી મંગલપુરની મહારાણી ક્યારે થાય.

બીજે દિવસે બપોરે રામનાયરાણ બેરીસ્ટરને ત્યાં મંગલપુરના રાજવીનો હજુરી રઘુ જઇ પહોંચ્યો.

" આપને મ્હારૂં શું કામ છે ? " રઘુને આવકાર આપતાં આપતાં રામનારાયણે એની સ્હામે મીટ માંડી.

" મંગલપુર નરેશનો હું હજુરી છું. મ્હારે આપની સાથે ખાનગી વાત કરવી છે. "

" કહો, શું છે ? "

" સીનેમા સૃષ્ટિની મહારાણી સરખી સીનેમા નટી કુમારી મેંદીના આપ વાલી છો ? "

" કેમ ? "

" અમને ખબર મલ્યા છે કે કુમારી મેંદી વિષે જે કંઇ કહેવું હોય તે આપને જ કહેવું. "

" એ ખબર સાચી છે. "

" તો મંગલપુરના મહારાજા આપની પાસે એક માંગણી કરે છે. "

" શી માગણી છે ? "

" માગણી બહુજ ખાનગી છે. "

" પણ છે શું–જણાવોને ? " બેરીસ્ટર જરાક કંટાળ્યો.

" જાણે વાત એમ છે...મહારાજાની ઇચ્છા છે કે કુમારી મેંદી મહારાણીને મળવા આવે, "

" મહારાણીને મળવું છે કે મહારાજાને ! ? " રામનારાયણે આડો પ્રશ્ન કર્યો.

" ઇચ્છા તો બન્નેની છે કે એના જેવી કલાકાર સીનેમા નટીને જમવા નોતરવી. "

" સીનેમા નટી સાથે મહારાજા અને મહારાણી શોભશે ? " રામનારાયણે હસતાં હસતાં રઘુ સ્હામે જોયું.

" બેરીસ્ટર સાહેબ, મહારાજા કલાના સાચા કદરદાન છે. " બોલતાં બોલતાં રઘુએ પાંચ હજારનો એક ચેક રામનારાયણના હાથમાં મૂકયો.

" આ શું ? " કંઇક અજાયબી સહિત રામનારાયણે રઘુ સ્હામે મીટ માંડી.

" મહારાજાએ આપને માટે એ ચેક મોકલ્યો છે. "

રામનારાયણે ચેક ખીસામાં સેરવી દીધો.

" કુમારી મેંદીને તેડવા મોટર કયારે મોકલું ? "

" કાલે સ્હાંજે પાંચ વાગે. "

રઘુ ખુશી થતો ઉઠયો.

( ૩ )

" કેમ મેંદી શું છે ? "

" આ કાગળો આવ્યા છે તે આપને વંચાવવા આવી છું. "

" મંગલપુરના રાજવીના શા ખબર છે ? "

" કાલે સ્હાંજે મ્હને હેંગીમ ગાર્ડન મોટરમાં સાથે લઇ ગયા. હું બોલું છું કે મુંગી છું એ જાણવા એણે ઘણા પ્રયત્ન કર્યા. "

" એમ કે ? " રામનારાયણ હસી પડયો.

" મ્હને મહારાજાએ ખુબ સ્હમજાવી. એક શબ્દે એક હજાર રૂપીઆ આપવાની લાલચ આપી."

" પછી ?"

" પણ મ્હેં તો જાહેરમાં મુંગાવ્રત લીધું છે એટલે હું તો મુંગી જ રહી."

" બીજું કંઇ કહ્યું ?"

" એણે વાતો કરી એ ઉપરથી રાજા ચારિત્રનો હિણો લાગ્યો."

રામનારાયણે મેંદી પર આવેલા કાગળો વાંચ્યા. દરેક કાગળ મેંદી પર ઉડતાં પતંગીયાંનો હતો. કોઇ બાપ કમાઇવાળો શ્રીમંત હતો, તો કોઇ સટ્ટાની કમાણીવાળો લાખોપતી હતો. સહુની એકજ માંગણી હતી કે મેંદી એક મીઠો શબ્દ સંભળાવે. એક શ્રીમંત યુવાનનો પત્ર હસી હસીને રામનારાયણે વાંચ્યો.

" મેંદી આ પત્ર વાંચ્યો ?"

" મ્હને તો આ કાગળો વાંચતાં કંટાળો આવે છે"

" પણ આ કાગળ સાંભળવા જેવો છે."

રામનારાયણે એ કાગળ ચીપી ચીપીને વાંચ્યોઃ

" મનોહારી મીસ મેંદી,

મુખે મુંગાવ્રત લઇને ત્હમે મ્હને ઘેલો બનાવ્યો છે. પ્રભુએ રૂપ, લાવણ્ય અને ગુણની ત્રીવેણી તો મીસ મેંદીના જીવનમાં જ વહાવી છે. પચ્ચીસ લાખ રૂપીયાનો હું આસામી છું. દિલ્હીની મહારાણીના ત્હમારા અભિનયે હું ગાંડો થયો છું, પચ્ચીસ લાખ રૂપિયા મ્હારા ઘરમાં છે. પણ જો મેંદી જેવી ગૃહરાણી હોય તો એ પચ્ચીસ લાખ રૂપિયા શોભી ઉઠે. મેંદી દયા માંગું છું. મેંદીના નામ પર હજારો રૂપિયા કુરબાન કરવા તૈયાર છું. મેંદી જો મ્હારી થાય તો એને લઇ સ્વીટ્ઝરલેંડ ઉપડી જાઉં અને પૃથ્વી પર સ્વર્ગ

ઉતારૂં. મેંદીકુમારી, આવતી કાલે તોપખાને ર્‌હાંજે સાડા છ વાગે મળીશ. મળાય તો મળજો. પ્રભુની રાહ ભક્ત જુએ તેમ હું ત્હમારી રાહ જોઇશ.

લી. શશીચન્દ્ર.

કાગળ ફરીફરીને ત્રણ ત્રાર રામનારાયણે વાંચ્યો.

" મુંબઇમાં આવા શ્રીમંતોના પુત્રો જ્યાં સુધી છે ત્યાં સુધી મુંબઇ નર્ક નગરી રહેવાનીજ. " મેંદીએ પોતાનો અભિપ્રાય આપ્યો.

" મેંદી, આ બધું આકર્ષણ મુંગાવૃતનું છે. મ્હને પણ ઘણા યુવાનો ત્હારે માટે અનેક પ્રકારની લાલચો આપે છે. "

" લોકો એમજ માને છે કે સીનેમાની નટી થઇ એટલે નીતિરીતીનું એણે નાહી નાખ્યું. મ્હને તો આ ખરેખર દેશની પડતીનાં ચિન્હો લાગે છે. આપણો સમાજ આટલો બધો પતીત થઇ ગયો છે, એના નમુનારૂપ આ કાગળો લાગે છે. "

× × ×

મેંદી અને રામનારાયણનું પાંચ વર્ષનું ખતપત્ર ખલાસ થયું. પાંચ વર્ષમાં રામનારાયણે પચ્ચીસ હજાર રૂપિયા મેંદીને આપવાની રકમ ઉપરાંત પેદા કર્યા.

" મેંદી, હવે આજથી આપણી મુદ્દત પુરી થાય છે. આજે ત્હારે મુંગાવૃત છોડવું. ત્હારા શબ્દો સાંભળવા માટે મુંબઇ આતુર છે. મુંબઇના શ્રીમંત યુવાનો તારા એક એક શબ્દના હજાર હજાર રૂપિયા આપવા તૈયાર છે. ત્હારે જેટલું કમાવું હોય તેટલું તું હવે કમાઇ લેજે. મારા આશિર્વાદ છે. "

" બેરીસ્ટર સાહેબ, પાંચ વર્ષની આપણી કબુલાત પુરી થઇ. આજે હવે હું આપ પાસે એક કબુલાત માગું છું. "

" શેની કબુલાત ? "

મેંદી નીચું જોઇ રહી. એની આંખમાંથી એ અશ્રુબિંદુઓ પડયાં. ગુલાબના પુષ્પ પર ઝાકળનાં બિંદુ દેખાય તેમ મેંદીના ગૌરવર્ણા ગાલ પર આ અશ્રુબિંદુ રામનારાયણે જોયાં.

"મેંદી, શું થયું છે ?"

મેંદીથી હીબકા ભરાઇ ગયા.

"મેંદી—મેંદી—શું થયું છે ?" રામનારાયણે મેંદીનો હાથ પકડયો.

મેંદીએ અશ્રુભરી આંખ્યે રામનારાયણ સ્હામે મીટ માંડી.

"મેંદી શું છે ?"

"મ્હને પાંચ વર્ષ આધાર આપનાર મ્હારા જન્મનો સાથી નહિ બને ?" મેંદીએ એકી ટશે રામનારાયણ સ્હામું જોઇ રાખ્યું.

મંગલપુરના રાજાની મહારાણીનું પદ આવતું હતું પણ એને લાત લગાવનાર મેંદી, મુંબઇના શ્રીમંતો લાખો રૂપિયા જેને ચરણે મૂકતા હતા એ મેંદી, પોતાની ગૃહદેવી થવા ઇચ્છે છે, એ રામનારાયણ અત્યારે સ્હમજ્યો.

"બેરીસ્ટર સાહેબ, સીનેમા નટી હોવા છતાં હું સર્વાંગ પવિત્ર રહી છું અને એ પવિત્રતા અખંડિત રહે એટલા ખાતર આપની અર્ધાંગના બનવા ચાહું છું."

× × ×

રામનારાયણે મેંદીની માંગણી સ્વીકારી. અને મેંદી પોતે માનેલી મહાદેવની પુજા પુરી કરી પ્રભુનો પાડ માનતી મંદિરના બહારના ભાગમાં બેઠી

× × ×

આજે એ દંપતિ દેશસેવાનાં વ્રત લઇ ગુજરાતમાં એક આશ્રમ સ્થાપવાની તૈયારી કરે છે.



# શેરબજારની સુન્દરી

"હલ્લો ! કોણ ઇશ્વરલાલ ? હાં. જુઓ પચ્ચીસ ફાજલ વેચો."

હાથમાંથી રીસીવર મૂકી, દીવાલ ઉપર લટકતાં ટીકટેક ઘડીયાલ તરફ નજર ફેંકતી મહેરાં તુરતમાં આવેલું 'કેપીટલ' લઇ ખુરશીચેરપર બેઠી.

થોડીવારમાં ટ્રીંગ...ટ્રીંગ...ટ...રી...ગ...ટ્રીં...ઇ...ગ ટેલીફોનની ઘંટડી વાગી. ઘડીયાળમાં બરાબર સાડાબાર થયા હતા. મહેરાંએ ઉઠીને રીસીવર હાથમાં લીધું.

" કેમ ધનજીશા ! બજાર કેમ છે ? વધેલું છે ? ત્રીસ ફાજલ વેચો. "

ટેલીફોનનું રીસીવર મૂકતાં મૂકતાં કંઇક યાદ આવતાં આ સુંદરીએ ફરી એક નંબર જોડયો.

" કોણ છો ? હાં જુઓ ! પેસી આજે શું કરે છે ? ફાઝલ લેય છે ? જરા વધુ ન લેય એની સંભાલ રાખજો. સમજ્યા ? "

ફરીથી મહેરાં ઇઝીચેરમાં આરામથી પડી. આજની ટપાલમાં આવેલું ' બીઝનેસ ' ચોપાનીયું ઉધાડી એનાં પાનાંઓમાં એણે ડોકીયું કર્યું.

દિવાલ પર લટકેલી ધડીઆલ એનું નિયત થયેલું કામ કર્યે જતી હતી. એકમાં પાંચ મીનીટે ચોપાનીઆંને ટેબલ પર મૂકી મહેરાંએ ટેલીફોન તરફ મીટ માંડી એટલામાં ફરી ઘંટડી થઇ.

" કાં ઇશ્વરલાલ ! બજાર કેમ છે ? શું ભાવ છે ? ડાઉન છે ? ચાલીશ ફાજલ ખરીદ કરો. જુઓ ઇશ્વરલાલ, હવે ટેલીફોન નહિં કરતા. સ્હાંજે હેંગીગગાર્ડન પર મલજો. "

મહેરાં ટેલીફોનનું રીસીવર હાથમાંથી મૂકે તેટલામાં તો હમાલે આવીને એક વીઝીટીંગ કાર્ડ એના હાથમાં મૂક્યું.

કાર્ડ જોઇને મહેરાં બારણા તરફ ઉતાવળે પગલે ગઇ.

" કોણ જમસુ ! આવ અંદર આવ. સાહેબજી ! કેમ છો ? રાજકોટમાં બધાં કેમ છે ? "

" સારી કાની. મહેરાં પણ તેં તો ખરેખર અહિં ઓફીસ જમાવી દીધી છે. " જમશેદજી ખુરસીપર બેસતાં બેસતાં ચારે તરફ દ્દષ્ટી ફેરવી હસ્યો.

" શું કરૂં ? ખાવિંદને ખાતર આ પાર્ટ પણ બજવવો પડે છે. "

" પણ ત્હને આ સટ્ટા બજારમાં ફાવે છે કઇ રીતે ? "

" નહિ જમસુ ! એમાં જનસમાજની સમજફેર છે, શેરબજાર એ સટ્ટાબજાર નથી જ. એને જો બરાબર સ્હમજવામાં આવે તો એ પણ એક પ્રકારનું વ્યાપારી બજાર છે. અને જો આગળ વધીને કહુ તો શેરબજાર એ એક પ્રકારનું સાયન્સ છે. "

' અરે મરેરે. એ સાયન્સે તો કેટલાયને રડાવ્યાં અને હજુબી કેટલાયને રડાવશે. કંઇક બીચારાંઓની ઘરની પુંજી પણ એમાં ચાહોમ ખતમ થઇ ગઇ ! "

" એ તો લોકો પોતાની મુર્ખાઇથી મરે છે. " મહેરાંએ પોતાનો અભિપ્રાય આપ્યો.

" મહેરાં ! એમાં કોઇનાં પણ ડહાપણ, ચતુરાઇ કામ નથી આવતાં, એ તો કમાય તે ડાહ્યા અને ખોય તે મૂર્ખા ! "

" ના ના. જમસુ હું મ્હારા અનુભવ પરથી કહુ છું કે શેરબજારમાં જો સ્હમજીને કામ કરનારો માણસ હોય તો જરૂર એ પાંચ પૈસાની રોજી મેળવે. "

" અરે ખોદાય ખોદાય કર. મહેરાં ! જો એમ જ હોય તો ત્હારે પેસીની પાછળ આટલી બધી જહેમત કાં ઉઠાવવી જોઇએ ? કયાં રાજકોટનું શાંત જીવન અને કયાં આ શેરબજારની ગડમથલ. ત્હારા જેવી ફીલસુફીની અચ્છી અભ્યાસક આજે ફાજલ અને પર્લ, સીમ્પ્લેક્સ અને સ્વદેશ, ડાઇંગ, અને ડીફર્ડ અને બર્મા અને સ્ટીલોંગના પાઠ વાંચે એ ત્હને અજુગતું નથી લાગતું ? " જમશેદજીએ મહેરાંને સીધો અંગત પ્રશ્ન કર્યો.

" જમસુ ! ત્હારી વાત સાચી છે: પણ પેસીએ જો શેરબજારને સાયન્સ સ્હમજીને કામ કર્યું હોત તો મ્હારે મુંબઇનો કાંઠો

જોવો ન પડત; પણ જ્યારે મ્હારે કાને એની ધૂમ સટ્ટાની વાત આવી ત્યારેજ મ્હારે રાજકોટ છોડી અહીં આવવું પડીયું."

"હં. હું પણ એજ કહું છું કે એ નખોદીઓ સટ્ટો પાયમાલીએ પહોંચાડનારો છે."

"ત્હારી વાત સાચી પણ કોઈ સટ્ટો કરે ને પછી માર્યો જાય એમાં શેરબજાર શું કરે ? જો પોતાની શક્તિ અને મુડીના પ્રમાણમાં બરાબર કાળજી રાખી શેરબજારને કોઈ ધંધા તરીકે સ્વીકારે તો તો કદાપિ કોઇ પાયમાલ થાય જ નહિ અને હું તો એ રીતે ચાલીસ પીસ્તાલીસ રૂપરડીમાં એજન્સીની નોકરીના ઉંબરા ભાંગતા આપણા ગ્રેજ્યુએટોને શેરબજારમાં જ આવવાની ભલામણ કરૂં."

"મહેરાં પણ......" જમશેદજી વધુ બોલે તેટલામાં તો ટેલીફોનની ઘંટડીએ એના વાક્યને ખંડિત કર્યું.

મહેરાં હસતી હસતી ઉઠી અને રીસીવર હાથમાં લીધું.

"કોણ ધનજીશા ? બજાર કેટલું ક ડાઉન છે ? પચાસ ટકા ? હં. ત્યારે પંદર ફાજલ લઇ લ્યો. ના. બસ વધુ લેવાની જરૂર નથી."

( ૨ )

હેંગીગ ગાર્ડન એટલે સૂર્યાસ્ત સમયનું રસિકજનોનું રમણસ્થાન. રંગબેરંગી વસ્ત્રો સજીને કેટલાંક મુંબઇનાં નરનારને અહિંની ખુલ્લી હવા લેવાનું વ્યસન પડી ગયું હોય, તેમ હરરોજ લોકોનાં ટોળેટોળાં મિત્રો સહિત અહિં દેખાય જ. ન્હાનાં ન્હાનાં મૂલકાંઓ આયાઓના ખોળામાં રમતાં રમતાં ઘાસ પર આળોટતાં હોય, કોલેજમાં અભ્યાસ કરતી કુમારિકાઓ વાતે વાતે પોતાની સખીઓ સાથે છણકા કરતી હોય, અંગ્રેજી અપ-ટુ-ડેટ પોષાકમાં મરડાતા યુવાનો અહિં તહિં ચપળ દૃષ્ટિયે જોતા હોય - એ વખતનો હેંગીગ ગાર્ડન એ ઘડી જોવા જેવો થઇ પડે છે.

ગાર્ડનના છેડાપર એક બાંકપર બેઠી બેઠી મહેરાં બે ન્હાનાં બાળકો, ન્હાનાં ન્હાનાં બૅટ અને દડાથી રમતાં આમતેમ દોડતાં હતાં તેના તરફ જોઇ રહી હતી. આ શેરબજારની સુન્દરી અત્યારે ફાજલ અને સીમ્પ્લેક્સને તદ્દન ભુલી ગઇ હતી. બાલકને જોઇ મહેરાંના બાલભાવ જાગ્યા. વર્ષો પહેલાંનું પોતાનું બાલજીવન, એ જીવનના સર્વ પ્રસંગોના પ્રકરણ, મહેરાંની વિચારસરણીમાં ઉઘડયાં. રાજકોટનું એ રેસકોર્સ, એની ખુલ્લી હવા, એનું શાંત પણ હરીયાળું મેદાન, એનાં વૃક્ષોની અલગાર, એ સર્વ એની નજર સમક્ષ ખડાં થયાં. પોતાના માતપિતાનાં સ્મરણો જાગૃત થતાં મહેરાંની આંખ્યો ભીની થઇ. પોતાને લાડકોડથી ઉછેરનાર, ધર્મના અને નીતિના સંસ્કાર રેડનાર અને પૈસા સાથે ચારિત્રનો ઉંચો વારસો આપનાર માતા અને પિતાનો સ્નેહ સાંભરતાં મહેરાં અત્યારે સમય અને સ્થળનું ભાન ભુલી વિચારે ચડી.

મહેરાંના પિતા જેહાંગીરજીએ કાઠિયાવાડનાં કેટલાંક રાજ્યોના સલાહકાર તરીકે સારી સંપતિ અને આબરૂ સંપાદન કર્યાં હતાં. સંતાનમાં પોતાને એકજ પુત્રી હોવાથી એને પુત્રના લાડકોડથી ઉછેરી એટલુંજ નહિ પણ દરેક પ્રકારનાં જ્ઞાનનાં સાધનો એની સમક્ષ મુકી એને બધી રીતે પારંગત કરી. ફીલસુફીનો પોતાને શોખ હોવાથી મહેરાંને પણ એ રસ્તે દોરવામાં એણે ખૂબ કાળજી રાખેલી. મહેરાં ઉમ્મર લાયક થતાં ભાવનગરના એક સાધારણ પણ સારા કુટુંબના આશાભર્યા યુવાન પેસ્તનજી સ્હામે એની દ્રષ્ટી ઠરી. પેસ્તનજીનાં માતાપિતા ન્હાનપણથી જ ગુજરી ગયેલાં હોવાથી પોતાનાં સગાંઓને ત્યાં રહી એ કૉલેજમાં અભ્યાસ કરતો હતો. ઈંટર ક્લાસમાં પેસ્તનજી આવ્યો એ વખતે જહાંગીરજીની કૃપા એના પર ઉતરી અને મહેરાં સાથે એ લગ્નગાંઠથી જોડાયો. લગ્ન પછી જેહાંગીરજીની ઇચ્છાથી પેસ્તનજીએ અભ્યાસ ચાલુ રાખ્યો. બી. એ. નું ફાઇનલ રીઝલ્ટ




ચિત્રકાર: ] શેર બજારની સુન્દરી [ રા. કલાનિધિ

"...તેં તો ખરેખર અહિં ઓફીસ જમાવી દીધી છે"...પૃષ્ઠ ૪૫

આવવાને દિવસેજ જેહાંગીરજી બહેસ્તનશીન થયા. પેસ્તનજી બી. એમાં પાસ થયો એ સાંભળવા શિક્ષણનાં ભક્ત સસરાજી હૈયાત હોત તો જરૂર રાજી થાત.

સસરાના અવસાન પછી પેસ્તનજી રાજકોટ આવી વસ્યો. જેહાંગીરજી પાંચ લાખની દોલત મુકીને ગયેલ હોવાથી મહેરાં અને પેસ્તનજી આરામથી રહેવા લાગ્યાં. બે વર્ષ તો આ જોડું સુખમાં રહ્યું. પણ પેસ્તનજીને એલ. એલ. બી. થવાની ઇચ્છા જાગવાથી એ લૉ ક્લાસની ટર્મ્સ ભરવા મુંબઇ આવી રહ્યો. આસ્તેઆસ્તે મુંબઇના જીવનની સૂરીલી બંસરીના સૂરે પેસ્તનજી મુગ્ધ થયો. આ વખતે શેરબજારમાં રોજની બે સેંકડાની ઉથલપાથલ થતી. સારૂંયે મુંબઇ શેરબજારમાં પૈસાના ઝાડ હોય અને એ ઝાડને પાંદડે પાંદડેથી પૈસા ખંખેરી લેવાતા હોય એ પ્રમાણે દલાલ સ્ટ્રીટમાં ઉતરી પડતું. અને ટોળાંબંધ અવગતીયા જીવડાઓ એકઠા થતા. વકીલો, બેરીસ્ટરો, ડૉક્ટરો, સાક્ષરો, સોનીઓ, વોશીંગ કંપનીવાળા ધોબીઓ, બોર્ડીંગ હાઉસવાળા રસોયાઓ એમ વર્ગે વર્ગના લોકોથી શેરબજારમાં કીડીયારૂં પુર્યું હોય તેમ બારથી ત્રણ લોકોની મેદની જામતી. શેર એટલે ૪૦ રૂપિયાભારનો કે એંસીનો અંરધો શેર કે પાશેર એવી શેરબજારની વ્યાખ્યા કરે એવા અજાણ્યા લોકો પણ સોનાની નદી વહેતી હોય અને એમાંથી થોડું ભંભલીમાં ભરી લેવાના લોભે આ અજાણ્યા ક્ષેત્રમાં ખેંચાયા. જેને શેર બજારનો કક્કો પણ ખબર ન હોય એવા સેંકડો પતંગીઆં આ માયાની દીવેટ પર ઉભરાઇને પડવા મંડયાં. પેસ્તનજીને કાને શેરબજારમાં વહેતી સોનાની નદીની વાતો આવી. સસરાના પૈસા પર જીવવા કરતાં પોતે પાંચ પૈસા કમાઇને જીવવું એ વૃત્તિનો અંકુર એનામાં પહેલેથી જ હતા. આજે તક મળતાં એ અંકુર પોષાયા અને પેસીએ શેર બજારમાં યાહોમ ઝંપલાવ્યું. પહેલે મહિને પાંચ હજારની કમાણી થવાથી એના એ વૃત્તિ વધુ સતેજ બની.

એટલે મનુષ્ય સ્વભાવમાં રહેલો સટ્ટાનો કીડો એનામાં થનથની ઉઠયો. બીજે મહિને પાંસઠસોનો નફો! કાયદાના અભ્યાસના થોથાંઓને અભરાઇ પર ચઢાવી હવે પેસ્તનજીએ શેરબજારમાં અડ્ડો જમાવ્યો. પણ પેસ્તનજીના પાસા ત્રીજે મહિનેજ પાછા ફર્યા. એક સામટી નવ હાજારની ખોટ એ મહિનામાં આવી ઉભી હીમ્મત રાખી એણે ધંધો ચાલુ રાખ્યો. ચોથે મહિને ચૌદ હજાર મૂકયા. બસ એ ઘાથી એ ઘાયલ થયો. ખોટના રૂપિયા કયાંથી આપવા? મિત્ર દ્વારા મહેરાંને રાજકોટ આ ખબર પહોંચાડયા. મહેરાંએ વળતેને દિવસે ખોટનો ચેક મોકલી આપ્યો. પોતાનો પતિ સટ્ટામાં ફસ્યો છે એ જાણી એને ખૂબ દુઃખ થયું. એણે પેસીને પત્ર લખી તુરત રાજકોટ આવવા સૂચવ્યું. પણ હાર્યો જુગારી બમણું રમે એ ન્યાયે પેસીને તો ખોટના પૈસા ગમે તેમ કરી શેર બજારમાંથી જ પાછા મેળવવા હતા. મહેરાં મુંબઇ આવી, પણ પેસીએ તો હવે શેરબજારની ગળે ગાંઠ બાંધી હતી. કોઇ પણ રીતે ગુમાવેલા પૈસા મેળવીને જ પાછા ફરવું એવો એનો દૃઢ નિશ્ચય હતો. મહેરાંએ બહુ બહુ સહમજાવ્યો પણ એ એકનો બે ન થયો. મહેરાં ફરી રાજકોટ આવી. શું કરવું એની એને સુઝ ન પડી. રોજ ટપાલમાં મિત્રો તરફથી પેસ્તનજીની સ્થિતિના ખબર એને મળતા. પેસ્તનજીની સ્થિતિ કઢંગી થતી જોઇને મહેરાંની મુંઝવણ વધી. એના સ્વર્ગસ્થ પિતાનું એક અનુભવવાકય આ મુંઝવણમાં એને માર્ગદર્શક થઇ પડયું. એક માણસને કોઇ પ્રકારનું વ્યસન લાગુ પડે અને એની આડે જો કોઇ એકાએક આવે તો એ વ્યસનીનું વ્યસન ઘટવાને બદલે ઓર વધે છે. પણ જો એ વ્યસનીના વ્યસનને માટે કંઇપણ ટીકા ન કરતાં એનો વિશ્વાસ મેળવી લેવાય, અને એક વખત વ્યસની હાથમાં આવી જાય તો પછી એને વ્યસ-

રાજકોટનું ઘર બંધ કર્યું અને. મિત્રોને પેસ્તનજીને ખબર ન પડે તેવી ખાનગી સૂચનાઓ આપી એણે મુંબઇમાં આવીને વસવાટ કર્યો. મુંબઇમાં પણ પોતે ખૂબ ખાનગી રીતે રહેતી. ધીમે ધીમે એણે શેરબજારનો અભ્યાસ આદર્યો અને થોડા વખતમાં જ બાહોશ પિતાની આ બાહોશ પુત્રીએ શેરબજારને સાચા સ્વરૂપમાં સ્હમજી લીધું અને મિત્રોની સલાહથી પેસ્તનજીને ખબર ન પડે તેવી રીતે કોટના એક લત્તામાં ન્હાનકડી ઓફીસ ભાડે રાખી. એણે હવે છૂપી રીતે શેરબજારનો ધંધો ઉપાડ્યો. અત્યાર સુધીમાં એક કુશળ વ્યાપારીની માફક પોતાની મુડીના પ્રમાણમાં શેરોની લે વેચ કરી બાંધેલી. હદમાં ધંધો કરી એણે સારો નફો મેળવ્યો. એની કુશળતાથી એનો દલાલ મિત્રોમાં ખાનગી રીતે એને શેરબજારની સુન્દરી કહેતો. પેસ્તનજીના પાસા તો દર મહિને અવળા જ પડતા અને એ હજુ ખોટ કર્યે જતો હતો. મહેરાં એના જીવનપર, એના વ્યાપારપર અને એની રહેણીકરણીપર આડકતરી સર્વ પ્રકારે નજર રાખતી હતી અને પોતાના દલાલ મારફત છૂપી સૂચનાઓ આપી એને બચાવી લેવા ખૂબ પ્રયત્નો કરતી.

હેંગીગ ગાર્ડનના બાંકડા પર બેઠેલી મહેરાંની નજર આગળ આ બધા પ્રસંગોનાં દ્રશ્યો એક પછી એક સીનેમાની ફીલ્મ માફક પસાર થતાં ગયાં. એટલામાં એની સ્હામે એક હિંદુ જુવાન 'સાહેબજી' કહેતો ઉભો રહ્યો.

" સાહેબજી. આવો આવો ઇશ્વરલાલ હું ત્હમારી જ રાહ જોઇ રહી છું. "

" જરા એક ઘરાકમાં મોડું થયું. માફ કરજો આપને ખોટી થવું પડ્યું હોય તો ! "

" કેમ ત્હમારા દલાલ તેજીમાં છે કે મંદીમાં ? ત્હમે તો પેટા દલાલ એટલે ત્હમને તો એ ખાનગી રૂખ આપતા હશે જ. "

"હાલ તો બધાય દલાલોએ એકજ વલણ પકડી છે. તેજી થાય એટલે તેજીમાં અને મંદી થાય એટલે મંદીમાં."

"ના. પણ ઇશ્વરલાલ બેસો. જુઓ હું ત્હમને સ્હમજાવું. શેરબજારનો ત્હમે બરાબર અભ્યાસ કરો તો એ કંઇ ટોલ્લામારૂ બજાર નથી. એના પણ આંકડા મુકી શકાય છે. રૂ. કાંપડ લોખંડ હુંડી, એ બધા સાથે એને સંબંધ છે. વ્યાપારી દ્રષ્ટીયે ત્હમારા દલાલને બજાર કેવું લાગે છે ?"

ઇશ્વરલાલ મહેરાંની શુદ્ધ ભાષા, એની સ્હમજાવટ તથા એનો અભ્યાસ જોઇ દંગ થયો. એને પોતાને મહેરાં પાસે આવતાં પહેલાં રોજ અભ્યાસ કરવો પડતો.

"એ રીતે તો સહુને હજુ બજાર વધવું લાગે છે." ઇશ્વરલાલે બજારનો અભિપ્રાય આપ્યો.

"સાચી વાત છે. હું ત્હમારી પાસે એ અભિપ્રાય જ માગતી હતી. વારૂ આ વલણમાં આપણને કેટલો નફો છે ?"

"આ વખતે તો બ્હેન ત્હમે અમારા ગ્રાહકોમાં નફામાં મોખરે આવ્યાં છો. લગભગ એક લાખનો ચેક અમ્હારે ત્હમને આપવો પડશે."

"લાખ રૂપિયા એ કંઇ બહુ મ્હોટી રકમ છે ?" બોલતી બોલતી મહેરાં હસી. "પણ ઇશ્વરલાલ ! જુઓ મ્હારે ત્હમને પેરતનજી શેઠ વિષે ખાનગી વાત કહેવી છે. કાલે સ્હવારે ત્હમે મ્હારાં રહેવાનાં મકાને આવી શકશો ?"

"જરૂર."

( ૩ )

પતેતીના દિવસો પાસે આવ્યા. આ મહિનાનું શેરબજારનું વલણ પતેતીને આગલે દિવસે પતાવી લેવા માટે શેરબજારની બોર્ડે નક્કી કરેલ

હોવાથી દલાલો વલણની પતાવટ માટેની તૈયારીની ધમાલમાં પડયા. આ વખતનું વલણ કેટલાક અનુભવી અને જુના દલાલોને જોખમી લાગતું હતું. ફાઝલના શેરોમાં બહુ મ્હોટી હેરફેર થયેલ હોવાથી અને આખાય મહિનામાં ગામલોકની મ્હોટી લે વેચ હોવાથી કેટલાક આહુકો માટે દલાલોમાં ચિંતા પેઠી હતી. બીજા બજારોમાં દલાલને દિવાળું નહિ પણ શેરબજારમાં તો દલાલને માથે જોખમની તલવાર દર વલણ ઉપર લટકતી રહે છે. સવા અને અઢી રૂપિયાની દલાલી કોઇ વખત દલાલને ભારે પડી જાય એવા પ્રસંગો વખતો-વખત ઉભા થાય છે. આ વખતે પેસ્તનજીનો દલાલ જોખમાયો હતો. એકલા પેસ્તનજીની નુકશાની રૂપિયા બત્રીસ હજારની હતી. પેસ્તનજી જો એ રકમ ન આપે તો દલાલે પોતાના ખીસામાંથી વલણને દિવસે ભરવી પડે. ઇશ્વરલાલ મારફત મહેરાંને કાને આ વાત પહોંચી ગઈ હતી.

"શેઠ છે કે ?" પેસ્તનજીએ પોતાના દલાલની ઑફીસમાં આવી પૂછયું.

"બેસો બેસો શેઠ. હું હમણાંજ બોલાવી લાવું. શેઠ હોલમાં ગયા છે. હમણાંજ આપને યાદ કરતા હતા."

પેસ્તનજીને બેસાડી દલાલનો માણસ હોલ તરફ દોડયો અને થોડીવારમાં પોતાના શેઠને બોલાવી લાવ્યો.

કંઇક ઉતરેલે ચહેરે પણ તમાચો મારીને મોઢું લાલ રાખતો હોય તે પ્રમાણે એણે આવતાવેંત પેસ્તનજી સ્હામે કૃત્રીમ હાસ્ય કર્યું.

"કેમ પેસ્તનજી શેઠ કેમ છો ? મ્હેં ત્હમને હમણાં જ યાદ કર્યાં હતા."

"બોલો બાવા શું હુકમ છે." પેસ્તનજીએ બળ વગરના શબ્દો ઉચ્ચાર્યાં.

" આ હમારો આંકડો તૈયાર થઇ ગયેલો છે. ચેક ક્યારે આપશો, બોલો ? "

આંકડો હાથમાં આવતાં પેસ્તનજી સજડ થઇ ગયો. બત્રીસ હજાર એક તડાકે કયાંથી આપવા એની એને પોતાને સ્હમજણ પડી નહિ. મહેરાં પાસેથી મંગાવવાની એની હવે હિમ્મત ન્હોતી, કારણકે અત્યાર સુધીમાં લગભગ પચીસ હજાર રૂપિયા મહેરાંએ મોકલ્યા હતા.

" કેમ પેસ્તનજી શેઠ શું વિચારમાં પડયા ? "

" કંઇ નહિ. "

" કેમ કંઇ નહિ ? કાલે વલણ છે. મ્હને આજ સાંજ સુધીમાં ચેક મળી જવો જોઇએ. "

પેસ્તનજીએ જમીન તરફ નેત્રો ઢાળ્યાં.

દલાલે તો આવા ઘણા પ્રસંગો અનુભવ્યા હતા, એટલે એ ચતુર દલાલ પેસ્તનજીની પેટની વાત સ્હમજી ગયો.

" કેમ શેઠ આમ નીચું જોઇ ગયા ! "

" શું કહું—આ વખતે મ્હારી આબરૂ જાવા બેઠી છે. "

" એમ ન બને શેઠ ! પૈસા જેમ કમાવા બહુ મીઠા લાગે છે તેમ આપવાના કડવા કરીને પણ આપવા જોઇએ. બત્રીસ હજાર કમાયા હોત તો ? "

પેસ્તનજી નિરૂત્તર રહ્યો.

" શેઠ કોઇ પણ રીતે જોગ કરવો જ પડશે. આ પૈસા કંઇ થોડા અમારા ઘરમાં રહે છે. અમારે તો કોલસાની દલાલીમાં કાળા હાથ જેવો આ સોદો છે. "

દલાલ નિર્જીવ પુતળાં સમક્ષ બોલતો હોય એવી રીતે પેસ્તનજીએ આ સાંભળ્યા કર્યું. એના મોઢા પરની જુવાની એક ક્ષણમાં ઉડી ગઇ. એની આંખ્યોનું તેજ ઘટયું, વાણીમાં ધ્રુજારી છૂટી, આંખમાંથી આંસુની ધારા ચાલી.

દલાલની સ્થિતિ પણ કફોડી થઇ હતી. પેસ્તનજી ન આપે તોય એણે તો બત્રીસે હજાર બજારમાં આપવા જ જોઇએ.

આ સ્થિતિ વચ્ચે પેસ્તનજી અને એનો દલાલ એક બીજા સ્હામે જોઇ રહ્યા, એટલામાં ઇશ્વરલાલ ત્યાં આવ્યો. દલાલના દિલની વરાળ ભરાઇ ગઇ હતી, એ ઠાલવવા માટે કોઇની જરૂર હતી. ઇશ્વ-રલાલને જોઇ એણે એ ઠાલવી.

" બોલો ઇશ્વરલાલ ! આ ઘરાક આમ રડે ત્યારે અમારે કરવું શું ! ? એની માફક કંઇ આપણાથી થોડા ભાણવડીઓ ચોફાળ ઓઢી પોક મુકાય છે ! "

ઇશ્વરલાલ બે દિવસથી મહેરાંની ખાનગી સુચનાથી પેસ્તનજી અને એના દલાલ તરફ ખાસ લક્ષ આપતો હતો. એને આગલે દિવસેજ પેસ્તનજીની મ્હોટી ખોટની ખબર પડી ગઈ હતી. એટલે આ આખા કિસ્સાથી એ માહિતગાર હતો.

" કેમ શેઠ શું છે ? "

" આ ગ્રાહક બત્રીસ હજારની પોક મુકે છે અને મુકાવે છે. એને ચેક આપવાનું કહું છું તો એની એક આંખમાંથી શ્રાવણ અને બીજીમાંથી ભાદરવો વરસે છે. મ્હારે હવે એમને કહેવું શું ?"

ઇશ્વરલાલે થોડો વખત મૌન સેવ્યું. અને પછી દલાલ તરફ જોઇ પૂછ્યું:

" કેટલા રૂપિયાની ખોટ છે ? "

" મ્હેં કહ્યું ના કે બત્રીસ હજારની પોક મુકાવે છે. "

" ગભરાઓ માં–એનો હું ત્હમને હવાલો આપી દઉં તો ચાલે ? "

" અરે ત્હમે શું કાળો ચોર આપો તોય ચાલે. મારે તો વલણ પતાવવા સાથે કામ છે. "

પેસ્તનજીએ હવે ઉંચી નજર કરી અને ઇશ્વરલાલ સ્હામે આંખ માંડી.

" એના સ્હામે શું જુઓ છો ? શેઠ મ્હારી સ્હામે જુઓ એ તો ત્હમારી અને મ્હારી બન્નેની મશ્કરી કરે છે. કોઇ દિવસ એમ બત્રીસ હજારના હવાલા પડયા કયાંઇ સાંભળ્યા છે ? "

" નહિ નહિ હું મશ્કરી નથી કરતો. જો આ પેસ્તનજી શેઠ આજથી શેરબજારમાં પગ ન મુકવાની પ્રતિજ્ઞા કરે તો એના વલણની પાઇએ પાઇ હું ચુકવી આપવા તૈયાર છું. "

" ભલા માણસ ત્હમારી એ તાકાત છે ? " દલાલે હવે ઇશ્વરલાલને લ્હાણમાં લીધો.

" નહિ શેઠ, મારે ત્યાં તો બત્રીસ હજાર નળીયાંએ નથી. પણ મારાં એક પરોપકારી પારસી બાનુ ગ્રાહક છે, એણે કોઇપણ જરથોસ્તી શેરબજારમાં દુઃખી હોય તો પતેતીની યાદમાં એને છુપી મદદ કરવા મને કહ્યું છે. પણ તેમાં આ શરત ખરી કે મદદ મેળવનાર શેરબજારને સદાને માટે તજે. "

" આ તો પેલી શેરબજારની સુન્દરી. આ મહિને લાખેક રૂપિયા કમાણી છે તે..." દલાલનું આ વાકય ઇશ્વરલાલે ઇશારત કરી અધુરૂં મૂકાવ્યું.

" એ જે હોય તે. ત્હમારે ટપટપ હારે કામ છે કે મમમમ સાથે ? "

પેસ્તનજી આ બાબતમાં વિચાર કરે એ પહેલાં દલાલે છૂટકારાનો દમ ખેંચ્યો અને એ બોલી ઉઠયોઃ

" ઇશ્વરલાલ ! પેસ્તનજી શેઠ ત્હમે કહો છો તેવી પ્રતિજ્ઞા હમણાંજ કરે છે. લાવો હવાલોઃ "

" એમ નહિ. ત્હમે કહો છો એ હું ન માનું. પેસ્તનજી શેઠ કબૂલે છે ? "

" કેમ પેસ્તનજી શેઠ બોલો કબૂલ છે ના ? "

પેસ્તનજી ધ્રુસ્કે ધ્રુસ્કે રડયો.

" કબૂલ છે ભાઇ. મ્હારે એ સખીવજુદ બાનુનાં દર્શન કરવાં હોય તો ? "

" એ માટે હું મ્હારાથી બનતું કરીશ. "

( ૪ )

ઇશ્વરલાલે પેસ્તનજીનું વલણ સહિસલામત પતાવી દીધું.

" ભાઇ મ્હારે ખુદાએ બાનુના રૂપમાં મોકલેલ એ ફીરસ્તાનાં દર્શન કરવાં છે. " શેરબજારના નાકા આગળ પેસ્તનજીએ ઇશ્વરલાલનો હાથ પકડયો.

" હાજી. મ્હેં એમને પૂછી રાખ્યું છે. કાલે પતેતીનો દિવસ છે; ત્હમને મળવામાં એ બાનુ જરૂર રાજી થશે. "

" કયાં અને કેટલે વાગે મળી શકાશે ? " પેસ્તનજીએ અધિરાઇ બતાવી.

" કાલે સ્હાંજે બરાબર સાડા ૭ વાગે હું અને એ બાનુ હેન્ગીંગ ગાર્ડનમાં ત્હમને મળશું. "

" ગાર્ડનમાં કીયે ઠેકાણે ? "

" પશ્ચિમ ખૂણા તરફના છેલ્લા બાંકડા તરફ ચાલ્યા આવજો. ત્યાં હું હઇશ એટલે ત્હમને ઇન્ટ્રોડયુસ કરાવી દઇશ. "

" બહુ મ્હોટો આભાર ભાઇ ! "

" પેસ્તનજી શેઠ, હવે આજે જ ત્હમારે શેરબજારને છેલ્લી

સલામ કરી લેવી જોઈએ. લ્યો. બત્રીસ હજારની ત્હમારી ખોટ ભરવા ઉપરાંત એ પરગજુ બાનુએ બીજા આઠ હજાર ત્હમને આપવા માટે મ્હને આપેલા છે " ઇશ્વરલાલે ખીસામાંથી નોટનું બંડલ કાઢી હજાર હજારના આઠ ટૂકડા પેસ્તનજીના હાથમાં મુકયા.

એ નોટો લેતાં લેતાં પેસ્તનજીના હાથ ઉપકારને અંગે ધ્રુજ્યા. એનું હૈયું ભરાઇ આવ્યું. આ બાનુ કોઇ પ્રભુએ મદદ કરવા મોકલેલ ફીરસ્તો હોવો જોઇએ. નહિ તો કટોકટીને વખતે આવી સહાય કરી કોણ બચાવે ? એ વિચારમાં એણે પ્રભુના સદ્દહજાર આભાર માન્યા.

" ઇશ્વરભાઇ ! આજથી ઇશ્વરના નામે કહું છું કે ત્હમારા કહ્યા મુજબ, હું આ રસ્તે હવે કોઇ દિવસ નહિ ચડું. પણ ત્હમારો હું શી રીતે આભાર માનું ? "

" પેસ્તનજી શેઠ ! આભાર એ બાનુનો આજે સ્હાંજે માનજો. હું તો ચીઠીનો ચાકર છું."

પેસ્તનજીની આજની સ્હાંજ બહુ લાંબી થઇ. એ સખીવજુદ પારસી બાનુના ચરણમાં પડી આભાર માનવા માટે એ આતુર બન્યો હતો.

આજે પેસ્તનજીની આંખમાંથી સટ્ટાનાં ઘેન ઉડી ગયાં હતાં. આજે એની બન્ને આંખ્યોમાં કંઇ અજબ પલટો થયો હતો. બીજી સ્હવારે પેસ્તનજીએ અગીઆરીમાં જઇ પ્રભુનો સહ્રદય આભાર માન્યો. આજે પોતાનું ગુમાઇ ગએલું જીવનતત્વ પાછું મેળવ્યું હોય એવા ફેરફાર એને પોતાને લાગ્યા.

બરાબર સાડાછમાં બે મીનીટ ઓછી હતી. એ વખતે પેસ્તનજીએ હેંગીગ ગાર્ડનમાં પગ મૂકયો. એ સીધો ઘ્રતેજારીમાં પશ્ચિમ ખુણા તરફ જ ઉતાવળે પગલે ચાલ્યો. દૂરથી એણે ઇશ્વર-

લાલને ઓળખ્યો. પણ પાસેના બીજા બાંક પર બેઠેલી પારસી બાનુને જોતાં એ ચોંક્યો.

"મહેરાં ! ? અહીં ક્યાંથી ?"

મહેરાં ઉભી થઈને પેસ્તનજી સ્હામું જોઈને હસી–અમોલા હાસ્યે હસી.

"પેસ્તનજી શેઠ ! આ સખીવજુદ બાનુનાં દર્શન કરો !" ઇશ્વરલાલ હસતો હસતો બોલ્યો.

× × ×

પેસ્તનજીને શેર બજાર છોડયે એક વર્ષ વીતી ગયું. આજે ફરી પતેતી આવી.

રાજકોટના પોતાના બંગલાના વરંડામાં મહેરાં સીતારી વગાડે છે અને પેસ્તનજી ઇઝીચેર પર પડયો પડયો એ સુરમાં લીન થઇ ગયો છે. મહેરાંના કોકીલ કંઠમાંથી રાગ રાગણીનાં તાન અને પલટા જામ્યા. સંગીતનો મહેરાંને ન્હાનપણથી સારો શોખ અને અભ્યાસ હતો. હવે મહેરાંએ ભક્તિ ભાવભર્યું પદ છેડયું.

નાથ કેસે ગજકો બંધ છોડાયો,
એહી અચરજ મોહે આયો
નાથ કેસે ગજકો બંધ......

"પેસી—મહેરાં ! સાલ મુબારક—નવરોઝ મુબારક–શેરબજારની સુન્દરી ! સાલ મુબારક–"

જમશેદજીએ વરંડામાં આવતાં આવતાં દૂરથી બન્ને સ્હામે સાલ મુબારક માટે હાથ લંબાવ્યો.

"પણ ત્હમારૂં ગીત અધુરૂં રહ્યું એ ફરીથી શરૂ કરો તો લ્હેર આવે."

"હા. મહેરાં પુરૂં કરી લે." પેસ્તનજીએ જમશેદજીની દર-ખાસ્તને ટેકો આપ્યો.

મહેરાંએ ફરી લલકાર્યું:

નાથ કૈસે ગજકો બંધ છોડાયો,
એહી અચરજ મોહે આયો
નાથ કૈસે ગજકો બંધ છોડાયો

"મહેરાં! હું એક લીટી ગાઇ લઉં?...જમશેદે હસતાં હસતાં કહ્યું:

મહેરાં કૈસે પેસી કો બંધ છોડાયો,
એહી અચરજ સબને પાયો
મહેરાં કૈસે..............



# ચંપા

"કેમ ચંપા ! રાવસાહેબ ક્યારે આવે છે ? "

"ગઈ કાલના કાગળ પરથી જણાય છે કે જાવાના વ્યાપારે એને હજુ પકડી રાખ્યા છે. "

"એટલે ? " આશ્ચર્યથી રાધાએ પોતાની નાની બહેન સામે જોયું.

"રાધા ! ખાંડના બજારમાં હમણાં ખુબ ઉથલપાથલ થાય છે અને જ્યારથી તારા બનેવી જાવે ગયા છે ત્યારથી જેમ વંટોળીઓ આવ્યો હોય તેમ બજાર ઉડયે જાય છે. "

" અને રાવસાહેબ પણ એ વટોળીયામાં ઉડયા હોય તો ? " રાધાએ ચંપા સામે મીટ માંડી.

" તો નસીબ બીજું શું ? શ્રીમંતાઇ આંગણે રમતી હોય, છતાં લાખના કરોડ અને કરોડના અબજ કરવાની લાલસામાંથી માણસો ભાગ્યેજ બચી શકે છે. "

" પણ રાવસાહેબ જેવા સમજુ પણ આવી લાલસામાં ફસાય એ એક પ્રકારની અજાયબી નહિ તો બીજું શું ? "

" રાધા, માણુસ માત્ર અપૂર્ણ છે. એ પોતે જે સ્થિતિમાં હોય એ સ્થિતિમાં ભાગ્યે જ સુખ માને છે. એની અપૂર્ણતાને પરિણામે બીજાનું સુખ એને હમેશાં સંપૂર્ણ લાગે છે. પરિણામે એ કાલ્પનિક સુખ પાછળ ધસે છે. "

" એ વાત સાચી પણ કાપડની મીલ દાદાના વખતથી ચાલે છે; એની સારી આવક છે, છતાં રાવસાહેબને આ ખાંડના વ્યાપારનો મોહ કયાંથી લાગ્યો ? " મોટી બહેને નાની બહેનના પતિના જીવનની તપાસ આદરી.

" અરે મેં તો એમને બહુ સમજાવ્યા. સમજાવ્યા એટલું જ નહિ પણ ખુદ અમારી મીલના એક ગરીબ મજુરનું ઝુંપડું પણ મેં બતાવ્યું. એ ઝુંપડામાં રહેતા કેશવ મજુર અને એની પત્ની અનસુયાનું સાદું સુખી જીવન પણ નજરોનજર દેખાડયું. કેશવ મીલમાં મજુરી કરે: સાંજે ઘેર જાય: નહાઇ ધોઇને કપડાં બદલી રામમંદિરે દર્શને જાય; આવીને જમે; અનુસુયા એને હેતથી જમાડે. પાસે એક આઠ વર્ષનો પુત્ર તથા ૭ વર્ષની પુત્રી પણ રમતાં હોય; જમીને એ નાનકડું કુટુંબ સાથે બેસી,

રઘુપતી રાઘવ રાજારામ
પતીત પાવન સીતારામ

એ ધૂન જમાવે: આ બધું રાવસાહેબને એક નહિ પણ અનેક વખત દેખાડયું અને એકવાર તો મોઢે ચઢીને કહ્યું પણ ખરૂં કે મીલ માલેકની પત્ની ચંપા કરતાં મીલ મજુરની પત્ની આ અનસુયાનું જીવન વધારે સુખી છે."

"તેં ખરેખર એમ રાવસાહેબને મોઢેમોઢ કહ્યું ?"

"જરૂર."

"પછી એ કંઇ ન બોલ્યા ?"

"બોલ્યા એટલુંજ નહિ પણ મને શું દુઃખ છે એ વિષે તે દિવસે ધીરજથી પુછપરછ પણ કરી."

"પછી તેં શું કહ્યું ?"

"મેં ટુંકામાં એમને એટલુંજ સમજાવ્યું કે આ મજુર કુટુંબ સંતોષ અને સાદાઇને પરિણામે સુખી જીવન ગાળે છે. થોડી આવક, થોડી જરૂરીયાત અને થોડી આશાને લીધે એમના જીવનના કલાકો સાચી શાંતિ માણી શકે છે. મોટી આવક, મોટા ખર્ચો, મોટી જંજાળો અને મોટી મહત્વાકાંક્ષાઓ માણસને અશાંતિને ચકડોળે ચડાવે છે."

"પછી રાવસાહેબ એ સાંભળી શું બોલ્યા ?"

"એ તો મારા એ થોડા શબ્દો સાંભળીને હસી પડયા અને એટલુંજ કહ્યું કે ચંપા, તને પૈસાની કિંમત સમજાતી હોત તો આવું નકામું બોલતજ નહિ."

"ચંપા, રાવસાહેબની એ વાત તો સાચી છે કે તને પૈસાની કિંમત જ નથી."

રાધાએ પોતાનો મત દર્શાવ્યો.

"મને પૈસાની કીમત નથી એમ તને કોણે કહ્યું ?"

"કેમ કોણે ? તારૂં વર્તનજ એમ જણાવે છે. તારી જગ્યાએ

હું હોઉં તો મોજમજાહ અને આનંદના સાધનથી આ બંગલો ભરી દઉં.”

મોટી બહેનના આ શબ્દો ચંપાને ખૂબ ખૂંચ્યા.

“ રાધા, જેને પૈસો નથી એને પૈસા મળે તો મોજમજાહ ઉડાવવી એજ એના જીવનનું ધ્યેય બની રહે છે એટલે પ્રભુ એને પૈસો આપતો નથી.”

“ એ તો કોણ જાણે!” મોટી બહેને નાની બહેનનાં શબ્દોને ઉડાવ્યા.

“ અને રાધા, જે પૈસાવાળા પૈસાનો ઉપયોગ અંગત મોજ-મજાહ માટે કરે છે એ ખરેખરાં સુખી હોય છે એમ તું માનતી હોય તો એ પણ એક પ્રકારની ભૂલ છે.”

“ પૈસા હોય અને મોજમજાહ ન કરે તો બીજું શું કરે?”

“ ઘણું કરી શકે. પૈસાવાળાઓ ધારે તો માનવ જાતની અનેક પ્રકારે સેવા કરી શકે. અને સેવાની મોજ એજ સાચી મોજ...”

“ બાઇ સાહેબ, તાર આવ્યો છે.” નોકરે આવીને ચંપાના હાથમાં તાર મૂક્યો.

તાર વાંચી ચંપા હરખભરી ઉછળી.

“ રાવસાહેબ જાવેથી મુંબાઇ આવવા નીકળી ચૂક્યા છે.”

( ૨ )

મતભેદ ગમે તેટલા હોય; વિચારભેદ ગમે તેટલા પડે છતાં આર્ય સ્ત્રીના સંસ્કારજ એવા છે, કે એ પોતાના પતિ તરફ અનન્ય ભાવથી જોવાનું ગળથુથીમાંથી શીખે છે.

ચંપાની જન્મભૂમિ નાલાસોપારા. ત્રણ બહેનો અને એક ભાઇ

એમ ચાર ભાંડુએ કેળવણી સાથે લીધી છતાં એ ચારેના સ્વભાવમાં ફેર હતો. ચંપા નાનપણથી સંતોષી હતી. એને સાદાઇ ગમતી. પ્રભુનાં દર્શન એ દરેક મનુષ્યમાં કરતી. પોતાની મોટી બહેન અને બે નાનાં ભાંડુ સાથે નિશાળે જતી. રસ્તામાં કોઇ આંધળો ભિક્ષુક એકતારા સાથે વિઠોબાનું ભજન કરતો એ સાંભળતી ત્યારે માતા તરફથી મળેલો પૈસો એ ભજનિકને આપી દેતાં એ આચકો ખાતી નહિ. મોટી બહેન રાધા એની એ ઉદારતા માટે ઘણી વખત ઠપકો આપતી પણ ચંપાની એ ઉદારતા વિકાસ પામ્યે જતી. રાધા જ્યારે ચંપાની આ વર્તણુંક માટે એની માતા પાસે ફરિયાદ કરતી ત્યારે ગુસ્સે થવાને બદલે તે કહેતી કે ચંપા પ્રભુને ઓળખી શકી છે. શાસ્ત્રકારો સર્વમાં પ્રભુ છે એમ કહે છે પણ એ પ્રમાણે આજ કોણ વર્તે છે ? ખુદ શાસ્ત્રકારો પોતે ' પ્રભુ સઘળે વિરાજે રે ' એ સુત્ર ભુલી જાય છે ત્યારે ચંપા જેવી નાની છોકરી એક અંધ ભિક્ષુકમાં પણ પ્રભુને જુએ એ ધર્મિષ્ઠ માતા માટે મગરૂરીનો વિષય હતો.

રાધાને રેલ્વેમાં સો રૂપિયાની નોકરી કરતો એક કલાર્ક પતિ તરીકે મળ્યો અને ચંપા એક મીલમાલેકની પત્ની થઇ. એ બે પ્રસંગની સરખામણી કરતી વખતે પણ એ વૃદ્ધ માતા કહેતી કે ' ચંપાએ નાનપણમાં વાવ્યું છે તે હવે તે લણવાની છે. '

આજે આઠમના અજવાળીયામાં તોપખાનાના દરિયાકાંઠાપરના પોતાના બંગલાની અગાસી પર ઉભાં ઉભાં ચંપાને બાલપણ સાંભર્યું. **બહેનો તથા નાનકડા ભાઇ સાથે પોતે નિશાળે ભણવા જતી** એ વખતની નિર્દોષતા, મસ્તી અને મીઠાશ એની નજર આગળ આજ તરી રહ્યાં. બાલપણ એટલે કેટલી બધી નિર્દોષતા, નિખાલસતા અને મીઠાશ ? ચંપાને એક પળ વિચાર આવ્યો કે શું ફરી આ બાલપણ પાછું કોઇ દિવસ મળશે ખરું ?

અરબી સમુદ્રનાં મોજાં અત્યારે શાંત હતાં પણ ચંપાના દિલના તરંગ શાંત ન હતા. દૂર દૂર ચંપાની દૃષ્ટિ દરિયાના ખુણામાં કંઇ શોધતી હોય તેવી આતુરતાથી લાગી રહી હતી. જાવાની સ્ટીમર આ રસ્તે આવશે. એ સ્ટીમરમાં રાવસાહેબ જાવાની મુસાફરી કરી પાછા ફરશે અને પોતે એને ઠપકો આપશે કે હવે કૃપા કરી આ બધી ઉપાધી છોડી દ્યો. જેટલો પૈસો છે એટલા પૈસાનો સદ્વ્યય કરો. પૈસો કમાવો સહેલો છે પણ પૈસાનો સદ્વ્યય કરવો એ સામાન્ય વાત નથી. આવા વિચારમાં ને વિચારમાં કેટલો સમય ગયો એનું ચંપાને ભાન ન રહ્યું, એ પોતાના સુવાના ઓરડામાં પાછી ફરી ત્યારે ઘડીયાલમાં એકનો ટકોરો થયો.

પલંગપર પડી એણે ઉંઘવા પ્રયત્ન કર્યો. પણ આજે એનું મન વિચારતરંગને હેલે ચડેલ હોવાથી નિદ્રાએ રૂસણું લીધું હોય એવી એની સ્થિતિ થઇ પડી. એની આંખો હજી ઉઘાડી હતી તેટલામાં બારણા પરની ઘંટડી વાગી.

ઘંટડીના રણકારે એ સફાળી બેઠી થઇ ગઇ. એણે ઘડીયાળમાં જોયું તો લગભગ બે થવા આવ્યા હતા. અત્યારે પોતાને મળવા કોણ આવ્યું હશે ?

પોતાના સુવાના ઓરડા પાસેની ઓરડીમાં એક નોકરબાઇને એ રોજ સુવાડતી. ઉતાવળે ચંપા એ ઓરડી તરફ ગઇ.

' રૂક્મણી ! એ રૂક્મણી ! ! ઉઠ ! ! ! " ચંપાએ એ નોકરબાઇને ઢંઢોળીને ઉઠાડી.

આખો દિવસ ગૃહકાર્યમાં રોકાયલી રહેતી રૂક્મણી ભરનિદ્રામાંથી જાગી.

" શું છે બાઇસાહેબ ? "

" જો આ ઘંટડી અત્યારે કોણ વગાડે છે ? "

" બારણાં ઉઘાડું બાઇ ? "

" પેલાં ખાત્રી કરી જો કે ગોપાલ અને રામોસી બન્ને જાગે છે કે ? "

રૂક્ષ્મણી તુરત ઉતાવળે બારણા તરફ દોડી,

ફરીથી ટનનન...ટનનનન...નન...ઘંટડી સંભળાઇ.

" કોણ છે ? " રૂક્ષ્મણીએ જોરથી પૂછયું.

" એ તો હું ગોપાલ. "

" કેમ અત્યારે શું છે ? "

" રાધાબાઇ અને બીજા બે પુરૂષો બાઇ સાહેબને મળવા માગે છે. "

" રાધાબાઇનું નામ સાંભળતાં રૂક્ષ્મણીએ બારણું ઉઘાડયું. અને તુરત રાધા, તેનો પતિ શ્યામરાવ ચીટણીસ તથા એનો એક મિત્ર આનંદરાવ ઓરડામાં દાખલ થયા.

" કેમ ચંપા. હજુ ઉંઘ નથી આવી કે શું ? " શ્યામરાવે ચંપાની આંખ્યો સામે દીવાના અજવાળામાં જોયું.

" કોણ જાણે આજે ઉંઘ આવતી જ નથી. તમે આવ્યા એ ઠીક કર્યું. અત્યારે કયાંથી બધાં ભૂલાં પડયાં ? "

" આજે બાલગંધર્વનો સીતાસ્વયંવર નાટક જોવા ગયાં હતાં. તમને તેડવા હું આવતો હતો પણ તમારી બહેને ના પાડી કે હમણાં હમણાં તમે નાટક સીનેમા કે મોજમજાહના કોઈ પ્રસંગને ચાહતાં નથી. "

ચંપાએ આ શબ્દો સામે મૌન સેવ્યું.

" આ આનંદરાવને તો તમે ઓળખતાં હશોજ. " શ્યામરાવે ચંપા સામે જોયું.

" ના. એમનો મેળાપ આજેજ થાય છે. " બોલતાં બોલતાં ચંપાએ આનંદરાવ સામે જય જય કર્યાં.

"ત્યારે રૂક્ષ્મણી ચા આ પાઇશ ના ?" રાધાએ દૂર ખુણામાં ઉભેલી રૂક્ષ્મણી સામે જોયું.

ચંપાની આંખનો ઇશારો થતાં રૂક્ષ્મણી ચા કરવા દોડી.

"આનંદરાવ ! તમે ગંજીફા રમવામાં કુશળ ગણાઓ છો, પણ મીસીસ રાવસાહેબ તમારા જેવા નિષ્ણાતોને પણ મહાત કરે તેવી રીતે ગંજીફા રમી જાણે છે."

"અત્યારે ગંજીફા કેવો !?!" રાધાએ પોતાના પતિ સામે આશ્ચર્યથી જોયું.

"આ ચા થાય એટલી વારમાં એક બાજી રમી લઇએ. તું અને આનંદરાવ, હું અને ચંપા."

ચંપાને આ બાબતમાં બહુ રસ અત્યારે નહોતો પણ પોતાને પણ ઉંઘ નહોતી આવતી એટલે એણે ગંજીફાની રમત માટે કંઇ વાંધો લીધો નહિ.

ગંજીફા રમતાં રમતાં ચંપાએ જોઇ લીધું કે આનંદરાવ ગૃહસ્થના વેશમાં શયતાન છે. **શ્યામરાવ અને રાધા પાનામાં તલ્લીન થતાં ત્યારે આનંદરાવ ચંપાની સામું જોઇ રહેતો.** ચંપા એ દ્રષ્ટિ તરફ બેદરકારી બતાવતી પણ એણે જોઇ લીધું કે આવા માણસને આંગણે આણવો એ આંગણું અભડાવવા જેવું છે.

"ચાલો ઉતરો." આનંદરાવે ચંપા સામે નયન ફેંક્યું.

ચંપાએ આનંદરાવના શબ્દો અને આંખ સામે ઉદાસિનતા સેવી.

( ૩ )

સવારમાં છાપાંઓ ટેબલ પર આવી પડયાં. ચંપાએ એક પછી એક છાપાંઓ પર દ્રષ્ટિ ફેરવી. આજના વેપાર સમાચારમાં એણે

પોતાના પતિની છબી જોઇ અને એ છબી નીચે લખાયલા શબ્દો ફરી ફરીને વાંચ્યા. એની આંખ્યે અંધારાં આવ્યાં. પોતે સમજી ન શકતી હોય તેવી રીતની ગાંડાઇ એણે અનુભવી.

વ્યાપાર સમાચારમાં મોટા અક્ષરે છબી નીચે રાવસાહેબનું નામ હતું અને એની નીચે, નીચે પ્રમાણેનો ફકરો છપાએલો ચંપાએ જોયો.

**ગુમ થયેલા**
**મુંબઇના મીલ માલેક**
**અને**
**ખાંડના મોટા વેપારી.**
**જવાથી સ્ટીમરપર**
**ચડયા**
**પણ સ્ટીમર પરથી**
**એકાએક ગુમ.**

ચંપા વાંચતી વાંચતી એકાએક બેભાન થઇ પડી.

આ પ્રમાણે ચંપા ચાર કલાક સુધી બેભાન રહી હશે. એણે જ્યારે પાછી આંખ ઉઘાડી ત્યારે એની આસપાસ એણે પોતાની બહેન રાધા, શ્યામલાલ તથા આનંદરાવને ચિંતાતુર ચહેરે ઉભેલાં જોયાં.

આજે આખા મુંબઇમાં હાહાકાર થઇ રહ્યો હતો. સ્ટીમર પર વાયરલેસ સંદેશાઓ ચાલુ થયા હતા. પણ રાવસાહેબ શી રીતે ગુમ થયા એ કોઇ નક્કી કરી શક્યું નહિ. કોઇ કહે કે લગભગ પચ્ચીસ લાખનું ખાંડમાં નુકશાન થવાથી મુંબઇના આ મિલમાલેકે જાવાથી મુંબઇ આવતાં દરિયામાં પડી આપઘાત કર્યો. કોઇ કહે કે ખાંડના ભાવ બેસી જવાથી રાવસાહેબનું દરિયાની મુસાફરીમાં હૃદય બેસી ગયું અને સમતોમપણું ખોઇ દેતાં સ્ટીમરપરથી અકસ્માત દરિયામાં

પડી ગયા. કોઇ વળી એમ પણ કહેતું કે કોઇ દુશ્મનોએ છુપી રીતે એમને સ્ટીમરપરથી દરિયામાં ફેંકી દીધા. આમ જૂદે જૂદે મુખે જૂદી જૂદી વાણી સંભળાતી; પણ રાવસાહેબનું શું થયું એના ખરા ખબર કોઇ ચંપાને આપી શક્યું નહિ.

સ્ટીમર મુંબઇ આવી પહોંચતાં ચંપા પોતે સ્ટીમરના કેપ્ટનને મળી, પણ રાવસાહેબ શી રીતે ગુમ થયા એ કોયડો કેપ્ટનને માટે અણઉકેલ હોય એવી રીતે કેપ્ટને કાન આડા હાથ દીધા અને જણાવ્યું કે અકસ્માતથી દરિયામાં પડી ગયા હોવા જોઇએ, એ સિવાય બીજું કંઇપણ બન્યું નથી.

જગતે એમ જ જાણ્યું કે રાવસાહેબે દરિયામાં પડી આપઘાત કર્યો. આ વાતને ત્રણ માસ થવા આવ્યા. ચંપાએ શ્યામરાવ મારફત બહુબહુ તપાસ કરાવી પણ આખરે એમ જ ઠર્યું કે રાવસાહેબ દરિયામાં પડી ગયા હોવા જોઇએ. સ્ટીમરપરથી રાવસાહેબનો કેપ્ટને આપેલો સામાન ચંપાએ બરાબર જાળવી રાખ્યો હતો. પોતાના મગજની સ્થિરતા થતાં એ સામાનમાંનું દરેક કાગળીયું ચંપાએ ધ્યાન રાખીને જોયું—અને એમાંથી એક કાગળ નીકળ્યો એમાં લખેલી ચાર લીટી ચંપાએ ઉતાવળે વાંચીઃ

ચંપામાં ત્રણ ગુણ છે,  
રૂપ રંગ ને વાસ;  
અવગુણ એક વડો રહ્યો,  
કે ભ્રમર ન જાયે પાસ !

લી. આનંદરાવ

પત્ર મોકલનાર,  
આનંદરાવ  
C/O સરદાર હોટેલ, મુંબાઇ

ચંપા આ કાગળ વાંચી ગુસ્સામાં ભભૂકી ઉઠી. " આ પેલો આનંદરાવ ! તે દિવસે જ મને એ શયતાન લાગ્યો હતો. " એ મનમાં ને મનમાં બબડી. ગુસ્સામાં ને ગુસ્સામાં એ ઉઠી. કાગળોના બંડલમાંથી એક હિસાબનું પત્રક ચંપાને હાથ લાગ્યું. એ પત્રક જોતાં ચંપા જાણી શકી કે રાવસાહેબે જાવામાં રહી કરેલા ખાંડના વ્યાપારમાં ત્રીસ લાખ રૂપિયાનો ફાયદો કર્યો હતો. આ રીતે ત્રીસ લાખ રૂપિયા કમાનાર આપઘાત કરે એ ચંપાને સંભવિત ન લાગ્યું.

ચંપા હજુ એ કાગળીયાં તપાસતી હતી તેટલામાં એના નોકર ગોપાલે એક પરબીડીયું ચંપાના હાથમાં મૂક્યું.

ચંપાએ ઉતાવળે એ પરબીડીયું ફોડ્યું. ટેલીફોન આગળ ગઇ. અને પોલીસને ટેલીફોન કરી બોલાવી આ કાગળ સોંપવાના ઇરાદાથી એણે પોલીસચોકીનો નંબર ટેલીફોનની ચોપડીમાં જોવા ચોપડી પર હાથ નાંખ્યો.

બીજી પળે કંઇ વિચાર આવતાં એ થોભી. પોલીસને ખબર આપવા પહેલાં આનંદરાવ જેવા પાપીને પણ એક તક આપવા માટે એનું હૃદય દયાથી દ્રવ્યું.

એ પોતાના ટેબલ પાસે આવી અને એણે ખડીયો કલમ લઇ આનંદરાવને નીચેની ચાર લીટીઓ લખી નાંખી.

ચંપકવરણી ખરી રાધિકા,
ભ્રમર હરીનો દાસ;
માતા જાણી તે થકી
એ ભ્રમર ન જાયે પાસ !

' આનંદરાવ ચતુર હશે તો આ લીટીઓનો અર્થ સમજી જશે અને ગધેડો હશે તો નહિ સમજે ' એમ મનમાં ને મનમાં એ બબડી.

સાંજે ચાર વાગે રાધા મળવા આવી ત્યારે ચંપાએ ગુસ્સામાંને ગુસ્સામાં આનંદરાવની ચીઠી રાધા પર ફેંકી.

" આ તારો આનંદરાવ. "

રાધાએ ચીઠી વાંચી કૃત્રિમ ગુસ્સો બતાવવા પ્રયત્ન કર્યો.

" બદમાશ લાગે છે ! "

" પણ તમારા જેવા એવાઓને સાથે ફેરવે એનું શું ? " ચંપાએ ગુસ્સામાં બહેન સામે જોયું.

" હું જરૂર આજે એની ખબર લઇશ. "

" એના મનમાં એ શું એમ સમજે છે કે ચંપા હવે નધણિયાતી થઇ છે? એને ખબર નથી કે ચંપા સદૈવ સનાથ છે. ધર્મ અને સત્ય ચંપા પર નિરંતર છત્રછાયા તરીકે વિરાજે છે. એ શયતાનને કહેજે કે ફરી પાછા આવા પત્રો ન લખે. "

રાધાએ ચંપાને શાંત કરી, અને પોતે બધી બરાબર વ્યવસ્થા કરશે એમ સમજાવી સાંજે એ પોતાને ઘેર ગઇ.

હમેશના નિયમ મુજબ જમી પરવારી પોતાના બંગલાની અગાસીમાં બેસી ચંપાએ પ્રાર્થના શરૂ કરી:

**દીનન દુખ હરન દેવ**

**સંતન હીતકારી...**

પ્રાર્થનામાં તલ્લીન થયેલ ચંપાના નયનો પર પાછળથી કોઇએ બે હાથ દાબ્યા. ચંપા જોરથી સફાળી ઉઠી અને એક ઝાટકાથી છૂટી થઇ હાંફતી હાંફતી ગુસ્સાથી સામે જઇ ઉભી રહી.

" કોણ પેલો શયતાન આનંદરાવ કે ? "

આનદરાવ કંઇ પણ જવાબ આપ્યા વિના ચંપાના શરીર પર ધસ્યો અને એનું માથું બે હાથથી પકડવા પ્રયત્ન કર્યો. જવાબમાં ચંપાએ એનાં બાબરાં પકડયાં ને ખેંચતાણમાં આનંદરાવના માથાપરના બનાવટી બાલ ઉખડી ગયા અને સફેદ બાલવાળું તાલકું

ચંપાએ જોયુ. એ એક ક્ષણ થોભી. આ માણસ કોઇ ભેદી જણાય છે. એણે હવે ધારી ધારીને એના મુખ તરફ જોયું. પોતાની આંખ્યો એ હાથે ચોળી ફરી જોયું અને ખાત્રી કરી.

" બીજું કોણ હોય ? " રાવસાહેબ ખડખડાટ હસી પડ્યા.

× × ×

પોતે સ્ટીમરપરથી ગુમ થવા વિષે કેપ્ટન સાથે કેવી રીતે મસલત કરી, કેપ્ટનને પૈસા આપી શી રીતે એ જાહેરાત ફેલાવી, રાધા અને શ્યામરાવને કેવી રીતે હાથમાં લીધાં વગેરે સમજાવી ચંપાને શાંત કરી ત્યારે ચંપા બોલી ઉઠી કે:

" આ બધું શા માટે ? "

" ચંપા એ ખરેખર ચંપા જેવા ગુણ ધરાવે છે કે નહિ તે જોવા માટે. "

× × ×

બીજે દિવસે વર્તમાનપત્રોમાં મોટા અક્ષરે છપાયું કે:

**" ગુમ થયેલા મીલ માલેક સહિસલામત આવી પહોંચ્યા. "**

**" ઉપજેલો વૈરાગ્ય. "**

"રાવસાહેબ નામના મુંબાઇના મીલ માલેક જે જાવાથી આવતી સ્ટીમરમાં ગુમ થયા હતા તે એકાએક વહાણ મારફત ગઇ કાલે મુંબઇને કિનારે આવી પહોંચ્યા છે. રાવસાહેબના આવવાથી એના મિત્રો સગાંઓ અને સ્નેહીઓમાં બહુ ખુશાલી પેદા થઇ છે. રાવસાહેબના સદ્ગુણી પત્ની સૌ. ચંપાની સલાહથી રાવસાહેબે મીલનો બધો વહીવટ શ્યામરાવ ચીટણીસ નામના એમના સાઢુને સોંપી દીધો છે. પોતાને વૈરાગ્ય ઉત્પન્ન થતાં નાસિકની પંચવટી આગળ એક પર્ણકુટિ બાંધી, આ સંસ્કારી દંપતી ગરીબ યાત્રીઓની સેવા કરવાનો વિચાર ચલાવી રહ્યાં છે. "

---

# કાપડિયો પતિ

વસંતપંચમીને દિને હું જીવનની વસંતમાં દાખલ થઇ. મ્હારે અંગેઅંગ આજે વસંતની ચેતના ફરકતી મ્હેં દીઠી.

મ્હારા પિતાશ્રીને કન્યા કેળવણી તરફ પક્ષપાત હોવાની મ્હને ભણાવવા પાછળ એમણે ખાસ લક્ષ આપ્યું. અમારી જ્ઞાતિમાં કન્યા કેળવણીને અંગે ખૂબ વિરોધ હતો. દીકરીને ભણાવવાથી પરિણામ બુરાં આવે છે એવી લોક માન્યતા આખીએ જ્ઞાતિમાં ઘર કરી ગઇ હતી. 'દીકરીઓને ક્યાં કમાવા જવું છે?' એવી દલીલ કરી જ્ઞાતિના મ્હોટેરાઓ હમેશાં કન્યા કેળવણીની વિરૂદ્ધ હાથ ઉંચો

કરતા. ભણેલી કન્યા વંઠી જાય એમ કહેવાને પણ આ મહાજનો અચકાતા નહિ.

મ્હારા પિતાને સંતાનમાં હું એકજ હોવાથી પુત્રના લાડકોડથી મ્હને એણે ઉછેરી. હું ઉંચી કેળવણી લઇ શિક્ષણના પ્રદેશમાં આગળ વધું એ જોવા એ હરહમેશ આતુર રહેતા. ન્હાનપણથી વિદ્યા સંપાદન કરવામાં હું તેજ હોવાથી ઝડપથી આગળ વધી. વધતાં વધતાં બી. એ. ની ઉપાધિ મ્હેં માન સહિત મેળવી.

જે જ્ઞાતિમાં આઠ દસ વર્ષે ઢીંગલા ઢીંગલીના ઘર મંડાય એમાં હું બી. એ. સુધી પહોંચી ત્યાં સુધી કુંવારી રહી એટલે સહુને મ્હારા તરફ આંગળીચિંધણું થયું. અમારી જ્ઞાતિનો સમુહજ ન્હાનો. વિદ્યા સંપાદન કરવાની વૃતિ ભાગ્યેજ કોઇમાં દેખાતી એટલે કેળવણી લેનાર યુવાનો ગણ્યા ગાંઠ્યા જ હતા. એ યુવાનો તરફ મ્હારા પિતાએ પહેલેથી લક્ષ આપ્યું હતું પણ એમાંનો કોઇ મ્હારો પતિ થાય એવી લાયકાતવાળો એમને લાગ્યો નહિ.

હું કોલેજની કન્યા બની ત્યાં સુધી લગ્ન વિષે મ્હારા દિલની એક પણ પાંખડી ફરકી ન્હોતી. ઇન્ટર પાસ થઇ અને બી. એ. કલાસમાં દાખલ થતાં એક બે પ્રસંગોને લીધે મ્હારા દિલના તારમાં ઝણઝણાટી આવી.

ઉન્હાળાની એ રમણીય સાંજ હતી. હું ચર્ચગેટના દરિયાનાં પત્થરોપર બેસી ટ્રેનની રાહ જોઇ રહી હતી. એવામાં પત્થરાની પાસેની સડક પરથી પસાર થતા એક યુવકે એક બંધ પરબીડીયું મ્હારા ઉપર ફેંક્યું. મ્હારી આંખ્યો સમુદ્રની સપાટીપર હતી એટલે મ્હારો વાંસો સ્ટેશન તરફ હતો. ફેંકનારની કુશળતાથી એ પરબીડીયું મ્હારા ખોળામાં પડ્યું. મ્હેં ચમકીને પાછળ જોયું તો એક યુવાન દોડતો દોડતો સ્ટેશનનાં પગથીયાં ચડી ગયો.

મ્હેં સહેજ ગુસ્સામાં એ પરબીડીયું ફાડી નાંખવા આંગળીયો ચલાવી પણ બીજી ક્ષણે એમાં શું છે એ જોવા અને જાણવાની જીજ્ઞાસા જાગી. હું કોલેજમાં ભણતી છતાં હજુ સુધી મ્હારો કોઇ યુવાન મિત્ર બન્યો ન્હોતો. હું અભ્યાસ દરમ્યાન યુવાનો તરફ બહુજ બેદરકાર રહેતી. મ્હારા માતા પિતાના ચારિત્રે મ્હારૂં ચારિત્ર ઘડાયું હતું એટલે કોઇ પણ યુવાનના ચાળા ચસ્કા કે નેત્રપલ્લવીની મ્હારા પર કંઇ અસર જ ન્હોતી. અભ્યાસ એજ મ્હારૂં સર્વસ્વ મ્હને લાગતું. મ્હારી યુવાની અભ્યાસ પાછળ તલ્લીન બનેલ હોવાથી એને બીજો માર્ગ લેવાનો અવકાશ જ ન્હોતો. કોલેજના વિદ્યાર્થીઓમાંના કેટલાકોએ મ્હારી મૈત્રી શોધેલી પણ મ્હારા પર કોઇની કંઇ અસર થતીજ નહિ એટલે કેટલાક તોફાની વિદ્યાર્થીઓ મ્હને સતયુગની કન્યા કહી મ્હારી પાછળ મ્હારા વાતો કરતા.

આવી સ્થિતિમાં મ્હારા પર કોઇનો પત્ર આવ્યો હોય તો તે આજે જ. પરબીડીયું ફાડવાને તૈયાર થયેલી આંગળીઓએ પરબીડીયું ફોડી સફાઇથી ઘડી કરેલો પત્ર ખોલ્યો. દરિયાની દૂર દૂરથી આવતી પવનની લહરોમાં મ્હેં એ પત્ર વાંચ્યો.

"કુ. સીતા.

કોલેજના ગયા ગેધરીંગમાં હું આવેલો ત્યારે ત્હારૂં દર્શન મ્હને થયેલું. હું કોલેજનો જૂનો વિદ્યાર્થી છું. મ્હને એક વાત કહેવા દયો કે કોલેજની કન્યામાં ત્હમારા જેવી કન્યકાઓ જો હોય તો આખીયે શિક્ષણ પ્રણાલી શોભી ઉઠે. ત્હમારા વિષે મ્હેં ઘણું ઘણું સાંભળ્યું-જાણ્યું ત્હમારાં વખાણ કરવા બેસું તો તો એક ન્હાનકડી ચોપડી લખાય એટલે ટૂંકમાં જે કહેવાનું છે એ લખી નાંખું છું.

ત્હમારી જ્ઞાતિમાં ત્હમારે લાયક કોઇ ભણેલ પતિ નથી.

ઘણાખરા યુવાનો કાપડિયાની દુકાન માંડી બેઠેલા છે. ત્હમારા જેવું શિક્ષિત રત્ન એક કાપડિયાની ડોકે પડે એ તો કાગડાની ડોકે હંસલી પડયા જેવું થાય. એટલે જ્ઞાતિનાં બંધન તોડી ત્હમે મ્હારાં સહચારિણી બનો એ હેતુથી આ પત્ર લખ્યો છે. મ્હારી વધુ ઓળખ કરવી હોય તો કાલે આજ સ્થળે સૂર્યાસ્ત સમયે મળીશ,

લી. સીતાના સ્નેહનો ભૂખ્યો ' **રામ.** '

પત્ર વાંચતાં મ્હારા શરીરમાં ઝણઝણાટી થઇ. નહિ અનુભવેલ લાગણીનાં પૂર રોમરોમ ચડયાં. હું ઉતાવળે ઉઠી અને યંત્રવત ઘેર પહોંચી. પેલો પત્ર તો મ્હેં દરિયાને કાંઠેજ ફાડીને ફેંકી દીધો.

પતિ અને પત્ની મળીને એક મનુષ્ય 'સંપૂર્ણ' મનુષ્ય બને એ વિચાર મ્હને આજે પહેલ વહેલો આવ્યો. મ્હેં અભ્યાસ દરમ્યાન પ્રેમના પ્રસંગો, પ્રેમના પત્રો વાંચેલા. પણ મ્હારા પર એની કંઇ અસર થતી જ નહિ. આજે હું બીજી જ બની ગઇ. આખી રાત્રી બેચેનીમાં કાઢી.

સહવારના ઉઠીને હું બારીમાં ઉભી ત્યાં સ્હામેથી એક યુવાનને હાફકોટના ખીસ્સામાં હાથ નાંખી મ્હારી બારી તરફ જોતો ઉભેલો મ્હેં જોયો. એ યુવાનના મુખપરની સરળતા મ્હને અદ્વિતિય લાગી. જીવનમાં કોઇ પણ દિવસ કોઇ યુવાનને મ્હેં નીરખીને જોયો હોય તો તે આજેજ. મ્હારી ને એની દૃષ્ટિ મળી. એ દૃષ્ટિ બીજું સ્વરૂપ ન પકડે એ માટે હું ઘરમાં ચાલી ગઇ.

હું થોડી વાર પછી મ્હારા પિતાના ઓરડામાં ગઇ તો ત્યાં મ્હેં એજ યુવાનને બેઠેલો જોયો. મ્હારા પિતા એની સાથે કંઇક ખાનગી વાત કરતા હોય એમ લાગવાથી હું પાછી હઠી. મ્હને જોઇને મ્હારા પિતાએ મ્હને બોલાવી.

" સીતા ! અહિં આવ ત્હારૂં કામ છે. "

" ત્હમારી મેળે ત્હમે શીખી ન શકો ? "

મ્હારી મીઠી મશ્કરીનો જવાબ મ્હારા પતિએ મીઠાશથી આપ્યો.

" ગુરૂ વિના જ્ઞાન મળતું નથી. કોઇ વખતે પુરૂષ સ્ત્રીનો ગુરૂ થાય તો કોઇ વખત સ્ત્રી પણ થઇ શકે. તો તું મ્હારી ગુરૂ થા. "

મ્હારા પતિ સ્વભાવે બહુજ સરળ હોવાથી મ્હને એનો સહવાસ ગોઠયો. કાપડિયા તરીકે એમનું નામ મશહુર હતું. અમારી જ્ઞાતિમાં એમનું કુટુંબ સુખી ગણાતું. મ્હારા સસરાની કાપડની દુકાન હતી. મ્હારા પતિએ ચાર અંગ્રેજી ભણ્યા પછી કાપડની દુકાને બેસી પિતાનો બોજો ઓછો કર્યો હતો. કાપડિયો એટલે સંસ્કાર કે શિક્ષણનો દુશ્મન એવી વાતો મ્હેં ન્હાનપણમાં સાંભળેલી પણ મ્હારા પતિના સહવાસમાં એ વાતો મ્હને આજે ખોટી લાગી. મ્હારાં સાસુ, સસરા તથા નણંદ પણ મ્હારા સ્હામું માનથી જોતાં. હું ગ્રેજ્યુએટ થયેલી છું એટલે છકેલી, તોછડી કે અભિમાની હઇશ એવી માન્યતા એ જૂના જમાનાનાં માણસોની હતી પણ વધુ સહવાસે એ વૃદ્ધ સાસુ સસરાને પણ ખાત્રી થઇ કે કોલેજના શિક્ષણથી તો સંસ્કાર બળ વધે છે. ત્રાંબાના વાસણમાં છાશ પડે તો છાશની વિકૃતિ થાય અને જો કાંસા કે રૂપાની તાંસળીમાં છાશ પડે તો એવી ને એવી રહે. તે પ્રમાણે કેળવણી છાશ રૂપ છે. માત્ર પાત્ર પ્રમાણે એની અસર થાય છે. આ પ્રમાણે મ્હારાં સાસુ સૂહને કહેતાં.

મ્હારાં માતા પિતા પણ મ્હને સુખી જોઇ રાજી થયાં. કાપડના તાકા ફાડનાર પતિની હું પત્ની થઇ છું એમ કહી મ્હારી કોલેજની બ્હેનપણીઓ કોઇ કોઇ વખત મ્હારી મશ્કરી કરતી પણ મ્હને એની અસર ઓછી થતી.

મ્હારા પતિના દિલમાં પણ મ્હારે માટે માન હતું. એ મ્હને જોઇને સુખી દેખાતા. અમને લોકો સીતારામ તરીકે ઓળખતાં.

મ્હારા પતિના હાસ્યમાં હું હસતી, એની મીઠી વાણીમાં હું રાચતી. મ્હારો ટેનીસન, મ્હારો સ્કૉટ, મ્હારો શેલે, મ્હારો વર્ડ્ઝવર્થ મ્હને મ્હારા રામચંદ્રમાં સમાઇ ગયેલા દેખાતા.

રોજના હસતા રામ આજે કપડાં પહેરીને બહાર જતા હતા. મ્હેં એના ચહેરાપર ઉદાસિનતા આજે પહેલવહેલી દીઠી. એમને ઉદાસ જોઇ હું પણ ઉદાસ થઇ ગઇ.

" કેમ આજે મોઢું હસતું નથી. "

" મ્હને ત્હારો પતિ થતાં આવડતું નથી તેથી. "

રોજ તો આ વાકય મશ્કરીમાં એ બોલતા પણ આજે એમના મોઢાના ભાવમાં મ્હને ફેરફાર લાગ્યો.

" કેમ એમ બોલો છો ? "

" ત્હને આ સાદો કોટ, આ ધોતીઉં, આ ટોપી એ બધું કેમ ગમે છે ? ત્હારા જેવી ગ્રેજ્યુએટ પત્નીને તો કોઇ હેટને પાટલુનવાળો પતિ જોઇએ. "

કોઇ દિવસ નહિ ને આજે આ શબ્દો મ્હારો રામ કાઢે એ મ્હને રૂચ્યું નહિ.

" નાથ હજુ તો આપણી જીવન ઉષાનો પહેલો પહોર છે એટલામાં આવા ઉદ્‍ગાર ત્હમારા મોઢામાં શોભે ખરા ! ? "

" સીતા ! હું શેક્સ્પીયર વાંચી ન શકું, હું ઇલા વ્હીલર વીલકોક્સનાં કાવ્યો સ્હમજી ન શકું. હું તો કાપડિયો કહેવાઉં. જીન કે ડકના તાકા ફાડવામાં કે બહુ તો વાયલને ગરમ કાપડ વેચવામાં સ્હમજી શકું એટલે ત્હારો હું જોડીદાર ન કહેવાઉં. "

" એક પ્રિયતમાને મન શેક્સ્પીયર વાંચનારો અને કાપડ ફાડ-

નારો બન્ને સરખાં છે. પ્રેમ એ પ્રભુનું સ્વરૂપ છે. જેને એ સ્વરૂપનાં દર્શન થયાં એને મન આ જાતના ભેદ નથી હોતા."

"તું કહે કે ના કહે પણ એક કાપડિયો પતિ ત્હારે લાયક ન ગણાય."

"એટલે !?"

"ગ્રેજ્યુએટને તો ગ્રેજ્યુએટ મળે તો જ એ સુખી થાય."

"એ વાત સાચી હશે. પણ મ્હારે મન તો તમે ગ્રેજ્યુએટથી પણ વિશેષ છો. ચારિત્ર અને શીલવંતુ જીવન ગાળનાર પતિ મળે એથી વિશેષ સુન્દરી જીવનને શું જોઇએ?"

મ્હારા પતિએ આ સાંભળી મ્હારી સામે મીટ માંડી. મ્હારો હાથ પકડી એ પાછા ફર્યાં અને પોતાના ઓરડામાં લઇ જઈ ખીસ્સામાંથી એક ચીઠી કાઢી મ્હારા હાથમાં મૂકી.

"સીતા ! આ વાંચ"

મેં થડકતે શ્વાસે એ ચીઠી ઉકલી.

"શ્રી રામચંદ્ર."

ત્હમારે ને મ્હારે પિછાણ નથી. પણ ત્હમારે માટે મેં ઘણું ઘણું સાંભળ્યું છે. તમે કાપડના વેપારી છો છતાં એક ચારિત્રવાન જુવાન તરીકે ત્હમને સહુ કોઇ પિછાણે છે. હું પણ ત્હમને એ રીતે જ પિછાણું છું. આટલી ઓળખાણે આ પત્ર લખું છું અને જણાવું છું કે ત્હમે એક કોલેજની કન્યાનો ભવ બગાડ્યો છે. એ કોલેજની કન્યા સીતાને ત્હમે ત્હમારી પત્ની બનાવી દેશને નુકશાન કર્યું છે. સીતા જેવી ભણેલી કન્યકા કોઇ ગ્રેજ્યુએટને પરણી હોત તો એનો ઓર વિકાસ થાત. એ દેશના જાહેરજીવનમાં બહાર આવી શકત. ત્હમારી પત્ની થયા પછી એનો વિકાસ અટકી ગયો છે. એ દેશની મટી એક જુવાનની બની છે. ત્હમને

નથી લાગતું કે એનાપરથી ત્હમે ત્હમારો હક્ક ઉઠાવી લ્યો. અને એને છૂટી કરો તો એ વધુ સુખી થાય ? ત્હમારૂં અને એનું જોડું કજોડું લેખાય. પત્ની ગ્રેજ્યુએટ અને પતિ કાપડિયો એ બેના મેળ શી રીતે મળે ? માટે મ્હારી સલાહ માનતા હો તો ત્હમે બીજી ત્હમારે લાયક સ્ત્રી પરણો અને સીતાને છૂટી કરો.

લી. ત્હમારો હિતેચ્છુ ' **રામ.** '

આ પત્ર વાંચી મારૂં હૈયું ભરાઇ આવ્યું. મ્હારા લગ્ન પહેલાં ચર્ચગેટને દરિયે જે પત્ર મળ્યો હતો તેને મળતા જ આ અક્ષરો લાગ્યા. કોઇ ભણેલા યુવાનનું આ કાવતરૂં છે એવી મ્હને ખાત્રી થઇ ગઇ. મ્હારા પતિ તો મ્હારા સામી મીટ માંડી રહ્યા હતા.

" કેમ સીતા ! શું વિચાર છે ? "

જવાબમાં હું રડી પડી.

( ૩ )

મધરાત થવા આવી હતી. એકાએક મ્હારી આંખ ઉઘડી ગઇ. દીવાના અજવાળામાં મ્હેં મ્હારા પતિને ચોપડી સાથે તલ્લીન થયેલા જોયા.

હું પથારીમાંથી બેઠી થઈ.

" અત્યારે શું વાંચો છો ? "

" વાંચવાનું. " એણે હસીને જવાબ આપ્યો.

" એવું તે શું રસિક વાંચવાનું છે કે દીવે આંખો બગાડો છો?"

" શેલેનાં કાવ્યો. "

" શેલે ! " હું અજાયબીથી ઉછળી અને એમની વધુ નજદીક ગઇ.

મ્હારી અજાયબી વચ્ચે મ્હને એમણે ચાર અંગ્રેજી કાવ્ય સ્હમજાવ્યાં.

" ત્હમને તો અંગ્રેજી ભાષા પર સારો કાબુ છે."

" એમ લાગે છે ખરૂં." ફરીથી એમના મુખ પર હાસ્ય છવાઇ રહ્યું.

" આટલો બધો અભ્યાસ ક્યારે કર્યો ?"

" હમણાં જ."

" હમણાં એટલે આ કંઇ એક બે દિવસનું પરિણામ તો ન જ હોય."

" સાચી વાત."

" ત્યારે કહો ત્હમે આ બધું ક્યાંથી શિખ્યા ?"

" તું કાપડિયા પતિની પત્ની થઇ છો એવું ત્હને ન લાગે એટલા ખાતર આપણા લગ્નના દિવસથી જ મ્હેં મ્હારો અભ્યાસ વધાર્યો છે. દુકાને બે કલાક હું આ ભાષાના અભ્યાસમાં કાઢું છું. અને રાતનાં તું સુઇ જાય પછી પણ કલાકો સુધી એની પાછળ હું પડ્યો છું."

" આ બધી તકલીફ શા માટે ?"

" માત્ર ત્હારે માટે ?"

" એટલે ?"

" ભણેલો સમાજ ત્હને મેણું ન મારે અને કાપડિયા પતિની પત્ની તરીકે ત્હારા તરફ તિરસ્કારથી ન જુએ એટલા માટે."

" પણ ત્હમે આ બધું બહુ ઝડપથી શીખી લીધું."

" સીતા ! કાપડિયો સાચો બને તો સ્વરાજ ઘેર લાવે

એટલી તાકાત એનામાં હોય છે. સાચો કાપડિયો જે ન કરે એટલું ઓછું."

"એમ કેમ ?"

"નોકરમાંથી શેઠ બનેલો કાપડિયાઓની જો ત્હને ઓળખાણ કરાવું તો એમાંથી ગ્રેજ્યુએટને ભૂલાવે એવા તેજસ્વી અને બુદ્ધિમાન માણસો મળી આવે."

મ્હારી અજાયબી વચ્ચે મ્હારા પતિએ પોતાનો અભ્યાસ વધારી દીધો. એમની ખંત એમનો ઉત્સાહ તથા એમની કાર્યશક્તિનાં તેજ મ્હને અનોખાં લાગ્યાં.

મ્હારા પતિનો અભ્યાસ વધતો જોઇને મ્હને આનંદ થયો. હવે અમે પતિ પત્ની રોજ સાથે બેસી શિક્ષણમાં રસ લેતાં. કોલેજના અભ્યાસક્રમમાં ચાલતાં સઘળાં પુસ્તકોનો અભ્યાસ મ્હારા પતિએ ઘેર બેઠા કરી લીધો. એને માત્ર ગ્રેજ્યુએટની ડીગ્રી નહોતી પણ એ ગ્રેજ્યુએટથી પણ અધિક જ્ઞાન સંપાદન કરી શકયા.

આજે સ્હવારની ટપાલમાં સ્ત્રી સમાજના વાર્ષિક ઉત્સવનું આમંત્રણ મ્હને મળ્યું. ન્હાનપણથી મ્હને જાહેરસમારંભોમાં જવાનો શોખ ન્હોતો એટલે હું ભાગ્યેજ આવા ઉત્સવમાં ભાગ લેતી, પણ આજના આમંત્રણમાં મંત્રી બહેનનો બહુ આગ્રહ હતો એટલે સ્હાંજે જવાનો મ્હેં ઇરાદો કર્યો.

જમવાનો વખત થયો છતાં આજે દુકાનેથી એ હજુ આવ્યા ન્હોતા. થોડી વારમાં મ્હારા પતિને બદલે દુકાનનો માણસ આવ્યો અને જણાવ્યું કે આજે એમના એક મિત્રના પુત્રની વરસગાંઠ હોવાથી એમને મિત્રો સાથે બરોલી જવું પડયું છે. રાતે ઘેર આવશે. ઘેર આવ્યા વિના પરબારા આ રીતે ગયા એ મ્હને રૂચ્યું નહિ.

સ્હાંજે ચાર વાગે સ્ત્રી સમાજના વાર્ષિક ઉત્સવમાં જવા માટે

હું તૈયાર થઇ. મ્હારાં સાસુ, સસરો તથા નણંદ હમણાં દેશમાં રહેતાં હોવાથી હું ઘરમાં એકલી જ હતી. નોકરને ઘર સોંપી હું ઉત્સવસ્થાન તરફ ગાડી કરી ગઇ.

અલબેલી મુંબઇની અલબેલી સુન્દરીઓથી મારવાડી વિદ્યાલયનો હોલ ચીકાર થઇ ગયો હતો. મુખ્ય વક્તાની વાટ જોવાતી હતી. સમાજનાં મંત્રી બ્હેને મ્હારો હર્ષથી સત્કાર કર્યો અને જણાવ્યું કે " આજ તો ત્હમે આવશો જ એવી મ્હારી ખાત્રી હતી. "

થોડી વાર થઇ. હૉલમાં તાળીઓ પડી. મંડળનાં પ્રમુખ સાથે મુખ્ય વક્તા વ્યાસપીઠ પર ચડ્યા.

વક્તાને જોઇ હું થંભી ગઇ. એ તો મ્હારા પતિ રામચંદ્ર. બરેલીને બદલે મ્હેં એમને અહિં જોયા એટલે મ્હારા આશ્ચર્યનો પાર ન રહ્યો. હું વિચારમાંથી જાગૃત થાઉં તેટલામાં તો પ્રમુખ બ્હેને વક્તાની ઓળખાણ કરાવી.

" બ્હેનો !

આજના વક્તા શ્રી રામચન્દ્રભાઇને ત્હમે બીજી રીતે સહુ કોઇ ઓળખો છો. જેમને માસિકો અને વર્તમાનપત્રો વાંચવાનો શોખ છે એમને એમનાં લખાણોનો સારો પરિચય છે. 'બ્રહ્મચારી'ના ઉપનામથી એમનાં લખાણો આજે ગૃહેગૃહે વંચાય છે. આપણા લેખકોમાં એમનું સારૂં સ્થાન છે. સ્ત્રીજીવનના પ્રશ્નોનો એમનો અભ્યાસ સુંદર છે. જાહેર જીવનમાં એમને રસ લેતા કરવાનું માન આપણાં ગ્રેજ્યુએટ બ્હેન સૌ. સીતાદેવી કે જે એમનાં પત્ની થાય છે એમને ફાળે જાય છે.."

પ્રમુખ બ્હેને મ્હારાં વખાણ કર્યાં. હું તો આ બધું સાંભળી સ્તબ્ધ થઇ ગઇ હતી.

મ્હારા પતિએ 'સુંદરી જીવન' એ વિષે સુંદર વ્યાખ્યાન કર્યું.

'બ્રહ્મચારી'ની સંજ્ઞાથી લખનાર લેખકને શ્રોતાઓએ તાળીઓથી વધાવી લીધા.

× × ×

"આ બધું ત્હમે મ્હારાથી છુપાવ્યું શા માટે ?"

"કાપડિયા પતિની પત્ની થવામાં ત્હને સંકોચ થાય છે કે નહિ એ જોવા માટે."

"પણ આટલું બધું અંધારામાં હોય ?! 'બ્રહ્મચારી' તરીકેનાં ત્હમારા લખાણો તો મ્હેં વર્ષોથી વાંચેલાં."

"સીતા, રામ તરીકે લખેલા પત્રો પણ મ્હેં ત્હારી પરિક્ષા કરવા માટે જ લખેલા." પેલા બે પત્રોનો આજે એમણે ભેદ ફોડયો.

"ત્યારે તો ત્હમે જબરા. કાપડિયા આવા જબરા હોય છે એ તો મ્હેં આજે જાણ્યું."

"હજી તો હવે જણાશે."

"પણ રામ આવા કપટી ન્હોતા. મ્હારા રામ આવાં કપટ શા માટે કરતા હશે ?!"

"સીતાનો સાચો પ્રેમ મેળવવા ખાતર."

મ્હારા રામ આજે અનેરા પ્રેમહાસ્યે હસ્યા.

# નવો નિશાળીઓ

“ ઘી નો ભાવ આજે શું છે ? ”

“ બાર આના લેખાય. ”

“ તેર આના તો હમણાં જ પાનાચંદ ગાંધીએ કહ્યા ને ? ”

“ પાનાચંદ તો દીવાળીઆનો દીકરો છે એને ક્યાં કોઇના લઇને આપવાના છે ! ” મુળચંદ બખાઇએ બળાપો કરતાં કરતાં દીવાળી સામે જોયું.

“ ના પણ પાનાશેઠ, ઠેસન આગળની દુકાનવાળાએ પણ તેર જ આના કહ્યા. ”

"તને ખબર નથી માલુડી એ બધા તારું મોઢું જોઇને ભાવ કહે છે."

"એટલે ?"

"એ તું ન સમજે. પણ એ વાત રહેવા દે. તારે બાર આને ઘી આપવું હોય તો આ છાબડાં તૈયાર છે અને રૂપિયા પણ કલદાર તૈયાર છે."

પાનાચંદે હાથમાં છાબડાં લીધાં અને ઘીવાળી તરફ હાથ લાંબો કર્યો:

"એમ ન થાય. તેર આના ભાવ આખાય ગામમાં હોય અને હું તમને બાર આને આપું તો મારો આતો ખીજાય."

"તારી મરજી. તારા આતાને મારે નામે કહેજે કે પાનાચંદે ઘી લઇ લીધું. છોકરી, તુંને ક્યાં ખબર છે કે તારી ત્રણ પેઢીથી આ બખાઇની દુકાને જ ઘી આવે છે."

"ઇ જુનવાણી નાતો હું જાણું છું, એટલે તો ચોકમાં ઘણાય વાણીઆ મને બોલાવે છે તો પણ હું ઘી આપવા તમારે ત્યાંજ આવું છું."

"ત્યારે ડાહી થઇ જા. ચાલ દોઢયું માથે લેજે. ઉતાર તારી ગોળી."

"એમ ન બને. અમે ગરીબ માણસ કહેવાઇએ. તમારે મહાજને તો અમારી નજરું રાખવી જોઇએ."

"ચાલ લે બે દોઢીઆં માથે, સાડાબાર આના, હવે જરાય ખેંચીશ માં."

પાનાચંદે માલુ પાસેથી ઘીની ગોળી ઉતારી તોલ શરૂ કર્યો. માલુ દુકાનની કોર પર બેઠી, પણ જેમ મધને જોઇ મધમાખીઓ ખેંચાઇ આવે તેમ કંઇક જુવાન વેપારીઓનું ધ્યાન પાનાચંદની દુકાન તરફ ખેંચાયું. આકાશમાં અંધકાર હોય અને વીજળીનો

ચમકાર થાય તેવી રીતે પાનાચંદની દુકાને રૂપ અને લાવણ્યના ચમકારે જતા આવતા સર્વનું ધ્યાન ખેંચ્યું.

" કાં બાપા ! શું ભાવે ઘી લીધું ? "

" સાડાબાર આના આપ્યા. "

" ઠીક કર્યું. ઘી સારૂં લાગે છે. ક્યાંનું છે ? "

" બીલેશ્વર ને આસીઆપાટનું ઘી, જે જગત આખામાં વખણાય છે. "

" આ બાઇ બીલેશ્વર રહે છે ? " જુવાને છાબડાં તરફ મીટ માંડીને બેઠેલી માલુ તરફ નજર ફેંકી.

" હા બરડામાં રહીએ છીએ. " માલુએ મીઠા અવાજથી કહ્યું.

" મોહન ! ઘી તારા જેવાએ ખાસ ખાવા જેવું છે. જોયું આનું નામ તે ઘી. " બોલતાં બોલતાં પાનાચંદે હથેળીમાં ઘી લઇ મોહન સમક્ષ ધર્યું.

" ત્યારે કાકા મોકલી આપો બધુંય. ભાવે ભાવ સમજ્યા ના ?"

" ભાવે ભાવ હોય ? તારા જેવા કમાઇવાળા પાસેથી બે પૈસા ન કમાઇએ તો રોટલા ક્યાંથી નીકળે. "

" પણ આ ઘીવાળીના દેખતાં જ તમે નફો લેશો ? "

" એ તો અમારો ધંધો થયો. "

" તમારે ભલે તેર આના લેવા હોય તો લ્યો, પણ આ ઘીવાળીને તમારે તો પુરા પૈસા આપવા જ જોઇએ. "

( ૨ )

" માલુ દર સોમવારે હવે રાણાવાવ ઘી આપવા અચુક આવતી. પાનાચંદનું હાટ એ હવે ભૂલી ગઇ હતી. જ્યારે આવે ત્યારે મોહનને ઘેર એ પરબારૂં ઘી આપી આવતી. બજાર કરતાં મોહન એને એક આનો ભાવ વધારે આપતો.

રાણાવાવના યુવાનોમાં મોહનની સર્વને અદેખાઇ હતી. મોહન એડન જઇ યુવાન અવસ્થામાં ઠીક ઠીક કમાઇ આવ્યો, રાણાવાવમાં નવાં મકાન ચણ્યાં અને એડનથી ત્રણ વર્ષે આવી રાણાવાવ છ-એક મહિના અમનચમન કરી જતો. પરદેશ કમાનારા દેશમાં આવી પોતાની મોટાઇ વધારવા પૈસો ખરચવામાં બાકી રાખતા નથી. પરદેશમાં ભલે સામાન્ય હાલતમાં રહેતા હોય, છતાં દેશમાં આવીને લખપતીની માફક રહેવાના કોડ ઘણાયને જાગે છે અને પરિણામે દેશમાં તો એવી રીતે રહે છે, કે જાણે પરદેશમાં રૂપિયાનાં ઝાડવાં હોય અને આ બધા ત્યાંથી રૂપીયા તોડીને ટોપલા ભરી લાવતા હોય એવું ગામડાના લોકોને લાગે છે. ખોટા પોરસ, ખોટી મોટાઇ અને ખોટા ભપકાનું પ્રદર્શન-આવી રીતે ગામડાંમાં ઘણુંય પરદેશથી આવીને કરે છે. મોહનનું સાવ પોલું નહોતું. એડનમાં એનો વેપાર ઠીક સારો ચાલતો, પણ છતાંય પોરસમાં ને પોરસમાં એ ઘણી વખત ગજા ઉપરાંત ખર્ચ કરી નાખતો.

મોહનની આ સ્થિતિ તરફ એના ગામડાંનાં ઘણાય માણસો ઘણી વખત ઇર્ષાની નજરેથી જોતા તેમાં હવે એક નવી ઇર્ષા ઉભી થઇ આ માલુ ધીવાળીની.

"જોયું માલજી, આ તમારા મોહનલાલ પેલી ઘીવાળીને દર સોમવારે પોતાને ઘેર લઇ જાય છે."

"એને પોતાની મોટાઇ તો બતાવવી જ જોઇએ ના? આપણે કોઇની મોટાઇમાં માનીએ નહિ, પછી એ આવા ભોળા ગામડીઆને ન બતાવે તો કોને બતાવે?"

"તમે પણ ભલા માણસ આટલાં વરસ પાણીમાં ગુમાવ્યાં લાગે છે. મોટાઇ શું બતાવે? એમાં તો બીજો ભેદ છે."

"શું?"

" પાનાચંદ બખાઇ કહેતા હતા. કાનને હોય છે. આપણે કંઇ જાણતા નથી. "

" પણ શું ? "

" ગામમાં હમણાં એક જ વાત થાય છે કે એ ઘીવાળીને મોહન લલચાવી રહ્યો છે. "

" રામ રામ કરો ભાઇ રામ રામ ! એ ઘીવાળી ચારણીયાણી છે. મોહનનો દાદો સ્વર્ગમાંથી ઉતરે તો પણ એને લલચાવી શકે તેમ નથી. "

" ભાઇ પૈસો શું ન કરે ? "

" એ પૈસો તમારા મારા જેવાને અભડાવે, બાકી આવાં જંગલમાં રહેનારને તો એની અસર પણ ન થાય. "

" એ કાળ ગયા. ભૂલી જાઓ એ સતજુગનો જમાનો. આજ તો પૈસા આગળ ભલભલા નમી પડે છે. "

" હું એ માની શકતો નથી. ભલે મોહન તમે કહો છો એમ પૈસાના જોરે એને આંજવાના પાસા નાખતો હોય, પણ બરડાની ચારણીઆણીઓ એટલે શુદ્ધ બ્રહ્મચારણીઓ. હું નથી માનતો કે એ મોહનથી કોઇ પણ રીતે લોભાય. "

" તમે હજી જુના જમાનાના માણસ છો. એ માલીનાં રૂપ જોયાં ? એનું લાવણ્ય જોયું ? એની જુવાની જોઇ ? ભલભલા રૂષી મુનીઓ હોય એ પણ ગોથું ખાઇ જાય ! "

" પણ એથી શું ? એનાપર ગોથાં ખાનારા ભમે તેવા નીકળે તેથી શું ? એ પોતે પવિત્ર હોય તો જગત જખ મારે છે. "

" તમને ખબર છે ? મોહન એવો પોરસાઉ દેવ છે કે એ ઘીવાળીના ઘીના ઘડાને રૂપિયાથી ભરી દેય. "

" ભલે ભરે, પછી ? "

(૭)

"પછી શું ? કલદાર રૂપિયા અને સોનાનો નવસરો હાર જુએ એટલે એ ચારણીઆણી ગમે તેવી હોય તો પણ..."

"ત્યાં જ તમારી ભૂલ છે. તમે હજુ એ ગામડીઆઓની વિશુદ્ધતા જોઇ નથી. રૂપિયા શું પણ રાજને પણ નીતિને ખાતર લાત મારનારી આહિરાણીઓ, રબારણો, અને ચારણીઆણીઓથી આ ભૂમિ ઉજળી રહી છે અને રહેશે.

( ૩ )

માલીના દેહ ભંડારથી એડનનો આ યુવાન વેપારી ખરેખર મુગ્ધ થયો હતો. એ સોમવારે ઘી વેચવા જંગલમાંથી જ્યારે રાણાવાવ તરફ આવતી ત્યારે પોતાની મેડી ઉપરની ઉંચી અગાશીએથી દુરબીન માંડી મોહનલાલ એ સૌંદર્યકલાની વાટ નીહાળી રહેતો. દૂર દૂરથી એ યૌવન મસ્ત ઘીવાળી ચાલી આવતી એને દેખાતી, ત્યારથી એની છાતીના ધબકારા વધતા. એ કેરીની ફાડફાડ જેવી આંખ્યો, એ પ્રભુએ નવરે દિવસે ઘડેલું મુખડું, એ માંસલ હાથની કરાઇઓ અને તેમાંય છૂટી ઓઢેલી ચૂંદડી એ બધું નિહાળી મોહન ભાન ભૂલતો. એને એમ લાગતું કે માલીની બે આંખ્યો પર પોતાની જીવનની મીલ્કત ડૂલ કરી દેવી પડે તોપણ વાંધો નથી.

આ રીતે દર સોમવારે મોહનલાલની સ્થિતિ અસ્વસ્થ થઇ જતી. એને માલીના મુખનું દર્દ લાગુ પડયું. આઠ દિવસે એને જોતો ત્યારે જ એને સુખ ચેન પડતું. માણસ જ્યારે નીતિના પંથપરથી નીચે પડે છે ત્યારે એ પોતાને ભૂલી જાય છે. પોતાનો દરજ્જો, પોતાની સ્થિતિ અને પોતાનું મહત્વ ભૂલી એ એક સામાન્ય પશુ જેવો થાય છે.

આજે સોમવાર છે. માલી હમણાં આવશે એ વિચારે દુરબીન લઇને એ મેડી પર ચડયો. એને પોતાને ભાન ન રહ્યું કે પોતે

કેટલા કલાકથી અહિં ઉભો છે. બપોરા થઇ ગયા. તડકો માથે ચડ્યો છતાં માલી ન દેખાઇ. નીચેથી એની પત્ની લલિતા ઉપર આવી.

"કેમ જમવું છે કે નહિ? આમ ડુંગરા જોવામાં શું આટલા બધા લોભાઇ ગયા છો? ખબર નથી એ ડુંગરા તો દૂરથી રળીયામણા!"

મોહન ચોંક્યો. લલિતાના શબ્દો એને ગમ્યા નહિ. પણ કાંડે બાંધેલી ઘડીઆળે જોયું તો પોણો વાગ્યો હતો. મને કમને એ યંત્રવત્ લલિતા સાથે નીચે ઉતર્યો.

જમવા બેઠો પણ આજે એને એકેએક કોળીઓ ઝેર જેવો લાગ્યો. એની આંખ્યો આગળ માલી સિવાય બીજું કંઇ દેખાતું ન હોતું. લલિતા એનું એ દર્દ સમજી ગઇ હતી. ઘીવાળીના રૂપમાં ઘાયલ થયેલ પોતાના યુવાન પતિની વાતો સારાયે રાણાવાવમાં થતી. પોતે અનેકને મોઢે સાંભળી હતી.

"કેમ આજે ખાવામાં ધ્યાન નથી?" લલિતાએ સહેજ રોષમાં મોહન સામે જોયું.

"ના બધું બરાબર છે." સ્વસ્થ થતાં ધીમું ધીમું તે લલિતા સામે હસ્યો.

"હવે આદન જવાની આગબોટ ક્યારે છે?" લલિતાએ વિષય બદલાવવા પ્રયત્ન કર્યો.

"હજી આપણે છ માસ અહિં રોકાવાનું છે."

"મને તો અહિં હવે ગમતું નથી."

"આવાં મકાન, આવું પાણી, આવી હવા અને આવી રીતે શેઠાણી થઇને રહેવામાં તને ગમતું નથી એ કેમ મનાય?"

"મકાન, પાણી, હવા એ બધું સ્ત્રીને ક્યારે ઠીક લાગે એની તમને ખબર છે?"

"ક્યારે!?" ફાટે ડોળે મોહને લલિતા સામે જોયું.

" તમે જ એક દિવસે ગાતા હતા કે—

" અમો અબળાને માયા
વહાલી રે માયા વહાલી.
વસ્ત્રો કરાવો ને ઘરેણાં ઘડાવો
મોતીડે મઢો, તોય મન ખાલી રે
મન ખાલી રે—અમો૦
નેહની નજરે નાથજી મારા
નારી બને છે ઘેલી કાલી રે
ઘેલી કાલી રે—અમો૦

એમ તમારી નેહની નજરૂં એજ મારે મન......"

લલિતા પોતાનું વાકય પુરૂં કરે ત્યાં બહારથી રણકારા કરતો માલીનો અવાજ સંભળાયો.

" કાં મોહનભાઇ શેઠ છે કે ? "

" કોણ છે ? પ્રભુ આવ્યા હોય એવી ઇંતેજારીથી મોહને પ્રશ્ન કર્યો.

" ઈ તો હું મા......"

માલીના શબ્દો પુરા થયા ન થયા એટલામાં તો હાથમાં કળશો લઇ મોહન જમતો જમતો ઉઠયો અને ઉતાવળે પગલે એંઠે હાથે ઓશરીમાં આવ્યો.

" કેમ મોડી થઇ. "

" હમણાં ખેતરે રખોલે જાવું પડે છે એટલે જરા વાર લાગી. "

લલિતાએ મોહનની આ સ્થિતિનું આજે ફરીવાર માપ કાઢી લીધું. પણ હજી એને માલીના શબ્દોની વિશુદ્ધતામાં વિશ્વાસ હતો. મોહન ગાંડો બન્યો છે, પણ માલીને હજી એની અસર નથી એ ચતુર લલિતા સમજી ગઇ હતી.

લલિતાને એકાએક કંઇ વિચાર આવતાં એ પોતાના ઓર-ડામાં ગઇ અને ટુંક વખતમાં કપડાં બદલી ઘરેણાં પહેરી ઓશ-રીમાં આવી.

" જરા હું ગોપાળજીભાઇને ત્યાં જઇ આવું. એના છોકરાની જાન હમણાં જવાની છે, તમને જમાડવા માટે જ હું રોકાઇ હતી. " આ પ્રમાણે ઉતાવળે બોલતી લલિતા મોહન અને માલીને એકલાં મૂકી ઘર બહાર નીકળી ગઇ.

મોહનને તો આટલું જોઇતું હતું. એકાંત એ ઘણા વખતથી શોધી રહ્યો હતો, લલિતા જવાથી આજે એ નિર્ભય બન્યો,

લલિતા ઘરની બહાર નીકળી પાછળની શેરીમાં ગઇ. શેરીમાં ઘરનો પાછલો ભાગ પડતો હતો. પાછલા ભાગમાં એક બારી હતી. એ બારીની સાંકળ પોતે અંદરથી ઉઘાડી રાખીને બહાર આવી હતી એટલે તે બારી વાટે ઘરના પાછલા ભાગમાં એ દાખલ થઇ અને ધીમે પગલે ક્રમે ક્રમે એ રસોડામાં પાછી દાખલ થઇ ગઇ. એક નાની શી જાળી હતી એમાંથી ઓસરીમાં થતી સર્વ હિલચાલ એ જોઇ શકે તેમ હતું એટલે એ જાળી આગળ છૂપાઇ ઉભી.

મોહન અને માલી એકલાં હતાં. એ તકનો લાભ લેવા મોહને કંઇ કંઇ વિચાર ઘડયા પણ શું કરવું એની મુંઝવણમાં એ ગુંચ-વાઇ ગયો.

" મોહનભાઇ ઘી તોળી લ્યો, એટલે હું પાછી ખેતરમાં રખોલે પહોંચી જાઉં. "

" માલુ, તારૂં ઘી હવે તોળવાની જરૂર નથી, તારે જોઇએ એટલા પૈસા લઇ જા.

" એ કેમ બને ? " ચારણ કન્યા સ્મિત હાસ્યે હસી.

" તારા ઘીનાં મૂલ ન થઇ શકે એવું આ ઘી સરસ છે. બોલતાં બોલતાં મોહને આંખ્યો નચાવી.

" મોહનભાઇ, એમ ન બને. તમે વેપારીના દીકરા થઇને આમ ઘી તોળ્યા વિનાં પૈસા આપો એ મને ઠીક નથી લાગતું. "

" લે–લે-હવે લે. આપણા વચ્ચે મીઠો સંબંધ બંધાય એની આગળ હિસાબ કેવા ?."

" મીઠો સંબંધ " એ શબ્દો સાંભળી માલી ચોંકી પણ ગમ ખાઇ ગઇ.

" લ્યો મોહનભાઇ, તમારે ઘી ન રાખવું હોય તો હું જાઉં છું " માલીએ ઘીની તાંબડી ઉપાડી.

" અરે માલી ! એ શું કરે છે ? "

" તમને સરીમંતને કયાં ખબર છે કે મારૂં રખોલું ખોટી થાય એમાં કેટલું બધું નુકશાન થાય છે. "

" રખોલું કરવા તું જાય છે ? "

" હા. "

" રખોલું કઇ રીતે કરે છે. "

" આટલી ખબર નથી ? હાથમાં ગોફણ લઈ માંચડા આગળ ઉભી ઉભી પંખી ઉડાડું છું. ત્યારે કોક દિવસ જોવા આવજો એટલે ખબર પડે કે રખોલું એટલે શું ? " માલી નિર્દોષતાથી બોલી પણ મોહનને એમાં પ્રેમનાં પરિયાણ દેખાયાં.

" ભલે માલી કયારે આવું ? તું કહે ત્યારે તૈયાર છું. "

" તમે અને શેઠાણી બેલ ગાડું જોડીને આવજો. જુવારનો પોંક તૈયાર થયો છે. ખાશો એટલે આંખ્યો ઠરી જશે. "

મોહન હવે રહી શકયો નહિ. એ ઉભો થયો અને પોતાના ઓરડામાં જઇ એક નવસરો હાર લઇ આવ્યો.

" માલી આ હાર તારે માટે છે. "

માલીના ગળામાં મોહને હાર નાંખવાનો પ્રયત્ન કર્યો.

માલીએ આડા હાથ ધર્યો અને ઉભી થઇ ગઇ.

" મોહનલાલ ! તમે કંઇ નિશાળમાં ભણ્યા છો ? "

" રાણાવાવની. "

" નાના, તમે સાવ અભણ લાગો છો, અથવા તો નવા નિશાળીઆ દેખાઓ છો. "

" કેમ ! ? " મોહન માલીની વાતો સમજી શકયો નહિ.

" જો તમે સાચી ભણતર ભણ્યા હોત તો આ હેમનો હાર અહિં લાવત નહિ. "

" એટલે ! "

" તમે શું એમ માનો છો કે તમારો આપેલો હાર હું પહેરૂં ? "

" એમાં શું થયું ? "

" ભીંત ભૂલ્યા ભીંત મોહનભાઇ, અમને તમે ઓળખતાજ નથી. "

મોહનલાલ આ શબ્દોનું કંઇ રહસ્ય સમજ્યો જ નહિ. એણે તો એકાંત વાતાવરણથી લોભાઇ માલીનો હાથ પકડયો.

માલીના હાથને મોહનનો હાથ અડયો ન અડયો એટલામાં તો માલી ઉછળી ને પાસે પડેલી ઘી તાંબડી ઉપાડી મોહનના માથામાં મારી.

ઘી ભરેલી તાંબડી લાગતાં મોહન તમર ખાઇને નીચે પડયો. રસોડામાંથી લલિતા આ દૃષ્ય જોઇ દોડી આવી. લલિતાને જોઇ માલી ભોંઠી પડી ગઇ.

" કંઇ વાંધો નહિ બહેન-એ હજુ સંસારમાં નવા નિશાળીઆ છે, એટલે તારા જેવી ગુરૂ એને આજે ભલે મળી. "

" પણ એમના કપાળમાંથી લોહી નીકળે છે કંઇ માનસ બંધ કરો. " માલીએ બુમ પાડી. આસુક માસુકના

" ડાકટરને હમણાં જ બોલાવી દઉં.

" શેઠ ! આશક માશુકની વાત ન્યારી અને ગૃહિણી ગૃહદેવીના રસકલ્લોલની વાત પણ ન્યારી. "

" એટલે તું સું કહેવા માગે છ ? " પેસ્તનજી દમામમાં કવિ રણવીર સ્હામે જોઇ ખુરસીમાં બેઠો બેઠો બરાડી ઉઠયો.

" અમારી વાત ત્હમારાથી ન સ્હમજાય. અમ્હેં પ્રેમને પ્રભુ ગણ્યો છે. અમ્હારા પ્રેમમાં મોહ, કામ અને વિકારને સ્થાન નથી." રણવીરે પોતાના જુવાન મોબેદ શેઠને મક્કમ જવાબ આપ્યો.

" એ પરેમની વાત કરનારા ઘેલા ! તારી બધી ફીલસુફી હું સમજું છ. તમો વાનીયા લોકો પરેમ એટલે પરભુ એમ બોલીયા કરો છ બાકી ત્હમારો સીનો જ કહી આપે છ કે ત્હમે પન મોહના જ કીડા છો કીડા ! "

" સાહેબ, હું વાનીયો નથી પણ રજપુત છું. " રણવીરે પોતાના શેઠની ભૂલ સુધારી.

" તમે વાનીયા નહિ ને હિંદુ-તમે લોકો બધાય શાસ્તરની મોટી મોટી વાતો કરો છો બાકી તો બધું સ્હમજ્યા. "

" શેઠ ! ત્હમે આખી હિંદુ કોમને નિંદો છો, એ મ્હારાથી નહિ સાંખી શકાય ? "

" એટલે ? "

" ત્હમારે મ્હને કહેવું હોય તે કહી શકો છો પણ આખી હિંદુ કોમને ત્હમે કંઇ પણ ના કહી શકો. " રણવીરે દ્રઢતાથી પેસ્તનજી સ્હામે જોયું.

" વળી ભેજું ચસકીયું કે ? ભલા આદમી હું તો ત્હારા જેવા હિંદુની વાત કહી રહ્યો છું. રણવીર ! કવિઓ ગાંડા હોય છે એ વાત ત્હને બરાબર લાગુ પરે છ ! "

" એ ત્હમારે જે કહેવું હોય તે કહી શકો છો. "

" ભલા ત્હારાં માયજી મ્હને કહેતાં હતાં કે ત્હારી ગરૂહદેવીને તો તું બોલાવતો પણ નથી અને અહિં ગરૂહદેવીની કવિતાઓ ગાયા કર છ એનો અરથ સું ? "

" પેસ્તનજી શેઠ ! એ પ્રકરણ બંધ રાખો તો સારૂં. મ્હને એ સાંભળીને કમકમાટી છૂટે છે. એ બાબતમાં તો હું તમારા પારસી સંસારનો પૂજક છું. અમ્હારા હિંદુ લોકોના કેટલાક રીવાજ જંગલી છે. અમારો સમાજ લાકડે માંકડું વળગાવી દેવાની વર્ષોથી ભૂલ કરતો આવ્યો છે. મ્હારાં પણ બાળલગ્ન થયાં છે અને મ્હારા બધા આદર્શનું ખૂન થાય એવી સ્ત્રી સાથે મ્હારાં લગ્ન થઇ ગયાં છે. સ્હમજણાં થયા સિવાયનાં, એક બીજાના આદર્શને સ્હમજતાં ન હોય એવાં સ્ત્રી પુરૂષનાં લગ્નો અમારા સર્વ સુખનું સત્યાનાશ વાળી નાંખે છે. ત્હમે પારસીઓ એ બાબતમાં જરૂર અભિનંદનને પાત્ર છો. "

" હવે ભેજું ઠેકાને આવીયું ખરૂં—હું ત્હમારા લોકોની સાચી વાત કરતો હતો એટલામાં તો ત્હારૂં ભેજું ચસકીયું ! ભલા માનસ ! ત્હમારો સંસાર તે કંઇ સંસાર છે ? " 34014

" એ વાત જુદી, પણ પારસીઓ પાસેથી હિંદુ સમાજે ઘણું શીખવાનું છે એ હું માનું છું. અમારાં શયનગૃહો આજે સંસ્કારીતા વિનાનાં સુનાં છે. અમ્હારો સંસાર આજે સાચો સ્નેહ સ્હમજ્યા વિના રગશિયા ગાડા જેવો છે. એ છતાં બહુ રત્ના વસુંધરા, કયાંક કયાંક સાચી ગૃહદેવીઓ દેખાય છે. એ ગૃહદેવીઓ તો સંસારને પાટલે પ્રભુને પધરાવી શકે છે. પેસ્તનજી શેઠ ! એવી ગૃહદેવી માટે રણવીર ઝંખે છે—ઝુરે છે—પ્રેમનાં ગીતો ગાય છે. "

" પણ તારાં લગન થઇ ગયાં છ હવે સું ? "

" એજ પીડા છે—એજ આફત છે. "

આમ બોલતો બોલતો રણવીર ટેબલ પરથી ઉભો થઇ ગયો.

"મ્હારૂં ચાલે તો હિંદુ સંસારની બધી બેડીઓ તોડી નાંખું." જોરથી એ બબડ્યો.

"રનવીર ! તું જૂવાન છે. જૂવાનીના તોરમાં રખે કંઇ ચાકુ-બાકુ ખાઇ આપઘાત કરે એ ધાસ્તી મને લાગે છે." પેસ્તનજીએ રણવીર સ્હામે કટાક્ષ કર્યો.

"આપઘાત તો શું—પણ હાય ! આ જીવન એ આર્ય ગૃહણી વિના આર્યસુન્દરી વિના, ગૃહદેવી વિના સુનું છે, સુકું છે, લુખું છે."

પેસ્તનજી પ્રેમના વિરહમાં ઝુરતા જૂવાન કવિ સ્હામે જોઇ ખૂબ હસ્યો અને પછી એના હોઠ ધીમેથી હાલ્યા અને બહુ જ અસ્પષ્ટ શબ્દો સંભળાયા.

"દિવાનો...છે...દિવાનો.

( ૨ )

મુંબઇના વર્તમાન પત્રકારોની ઓરીસોમાં રણવીરનું નામ સુપ્રસિદ્ધ હતું. એની લેખનશૈલી, એના શબ્દોની ઝમક અને એનાં મનમોહક કાવ્યો ગુજરાતમાં સર્વત્ર હોંસ ભેર વંચાતાં. 'કવિતા' નામના અઠવાડીક પત્રનો એ અધિપતિ હતો. એ પત્રનો માલેક પેસ્તનજી રણવીર તરફ ચાહ રાખતો. રણવીરના સ્વભાવની સર્વ દીશાઓ એ જાણતો, એટલે ઘણી વખત રણવીરને એ ઘેલો કવિ કહેતો. પત્રની સર્વ વ્યવસ્થા પેસ્તનજી પોતે કરતો અને લેખન વિભાગ રણવીર સાચવતો. માલિક અને અધિપતિ વચ્ચે ઘણી વખત બોલાચાલી થતી પણ પેસ્તનજી રણવીરને દિલથી ચહાતો ને એ કવિની મસ્તી ચલાવી લેતો—નભાવી લેતો.

રણવીર ગીરગામમાં એની માતા સાથે રહેતો. રણવીરની પત્ની બાળા સાસરે આવતી પણ પતિદેવ એની સાથે બોલતા નહિ. રણ-વીરની માતા આ અબોલા ભાંગવા બહુ પ્રયત્ન કરતી પણ આ જુવાન પુત્ર એ બાબતમાં માતાની આજ્ઞા કે આજીજી કશાની પણ દરકાર કરતો નહિ.

" રણવીર ! ભા ! તું આમ ક્યાં સુધી ચલાવીશ ? બીચારી બાળાવહુએ ત્હારૂં શું બગાડ્યું છે કે તું એની સ્હામુંએ જોતો નથી." માતાએ પુસ્તક વાંચતાં પુત્રને સ્હમજાવવા પ્રયત્ન કર્યો.

" બા ! હું ત્હેને સાફ સાફ કહી દઉં છું કે એ જંગલીનું ત્હારે મ્હારી આગળ નામ દેવું નહિ."

" દીકરા–બાપુ ! તું એની સાથે પરણ્યો છે. એ બીચારીનો કંઇ દોષ ન હોય અને તું એને તરછોડે એ મ્હને ઠીક લાગતું નથી."

" હું નથી પરણ્યો—ત્હમે પરણ્યાં છો. ત્હમે માબાપો ન્હાનપ-ણથી લગ્ન કરી અમારા સંસારના ફૂલછોડને બાળી નાંખો છો. અમારા આદર્શ, અમારા અભિલાષ, અમારી ભાવનાઓ, અમારી આશાઓ એ સર્વનું તમે માબાપો ખૂન કરો છો......"

" દીકરા ! તારા પિતા સ્વર્ગમાં છે. કૃપા કરીને મારી સાથે એમનું નામ જોડ માં. ત્હારે જે કંઇ કહેવું હોય એ મને કહે."

" શું કહું મારૂં કપાળ ? મારે તો કુમુદ જેવી સંસ્કારી સ્ત્રીના પતિ થવું હતું. જ્યારે તમે મને એક સામાન્ય કન્યકા સાથે ન્હાનપણમાં જોડી દીધો. મારો જીવ બળે છે એટલે હું આ બધું કહું છું."

" દીકરા ! સંસ્કાર તું જેટલા રેડવા માગીશ એટલા બાળામાં રેડી શકીશ. પતિ સ્ત્રીને જેવી ઘડે તેવી સ્ત્રી બને. પતિ પ્રેમાળ

હોય તો સ્ત્રી પ્રેમાળ બને. પતિ સંસ્કારી હોય તો સ્ત્રી સંસ્કારી બને. પતિના જીવનના નૂરની સ્ત્રી તો પ્રતિકૃતિ છે."

"બા! એ વાત બધી શબ્દોમાં શોભે છે. મને તારી એ બાળા માટે માથું ફોડવાનો અવકાશ નથી."

"બાપુ! એમ ન કરાય. એમ ન બોલાય. ત્હારા જેવો માણસ આવી ગાંડાઇ કરે એ ઠીક નહિ,"

"કહો-ત્હમે મને ગાંડો કહો! તમે કહો છો એટલે પેસ્તનજી શેઠ પણ મને રોજ ગાંડો કહીને બોલાવે છે."

"રણવીર! એ બધી વાત જવા દે. તેં બાળા સાથે કોઇ દિવસ દિલ ખોલીને વાત કરી છે? તેં બાળાના મુખ સામું કોઇ દિવસ જોયું છે? એ ત્હારા બધા આદર્શને પોષે તેવી છે. માત્ર તું એની સામે જોતો નથી-એના દિલને વાંચતો નથી-એટલે જ આ બધી પંચાતી છે."

"બા-ત્હમે એની વકીલાત કરો માં. મ્હને એ સ્ત્રી સાથે નહિ પાલવે."

રણવીર વાત કરતો કરતો ઉઠયો અને કપડાં પહેરી ઘર-બહાર નીકળી પડયો.

માતાએ પુત્રની ગાંડાઇપર દુઃખનાં બે આંસુ પાડયાં. આંસુના પૂર વહ્યાં અને માતાનો સાદ છૂટી ગયો. ધ્રુસ્કે ધ્રુસ્કે એ વૃદ્ધ સ્ત્રી રડી. પડોશમાં રહેતી ચન્દ્રિકા નામની નાગરાણી દોડી આવી. ડોસીને છાનાં રાખ્યાં અને દુઃખી થવાનું કારણ પૂછ્યું.

"ચન્દ્રિકા બ્હેન! કોઇપણ પ્રકારનું મ્હારે દુઃખ નથી. માત્ર આ જુવાન દિકરો એની દેવી જેવી વહુ સાથે અબોલા લઇ બેઠો છે એ મ્હારાથી હવે જોવાતું નથી."

"એ તો હું જાણું છું. બા, ત્હમે રડોમાં. ત્હમે બાળાબ્હેનને

મોકલાવજે, એટલે એ જુવાન કવિને કેમ રીઝવવા એ હું એને શીખવી દઇશ." ચતુર નાગરાણીએ ડોશીને આશ્વાસન આપ્યું.

બીજે દિવસે બપોરને સમયે બાળા સાસરે આવી. સાસુએ વહુને સત્કારી અને ધીરજ આપી. ચન્દ્રિકાએ બાળને પોતાની પાસે બેસાડી—જૂવાન કવિને શી રીતે ઠેકાણે લાવવો એની ચાવી બતાવી—ગુરૂદિક્ષા આપી.

( ૩ )

રણવીરને તંત્રીની ટપાલમાં આજે એક સ્ત્રી લેખિકાનો લેખ મળ્યો. લેખિકાના મોતીના દાણા જેવા અક્ષરોએ આ જુવાન કવિનું ધ્યાન ખેંચ્યું. લેખનું મથાળું 'ગૃહદેવી' હતું. આ વિષય રણવીરનો પ્રિય વિષય હોવાથી આવેલી ટપાલને એક કોરે મૂકી પહેલાં આ લેખ વાંચી ગયો.

લેખની વચ્ચે લખાયલી કવિતાની લીટીઓથી આ જૂવાન કવિ મુગ્ધ થયો.

કોડે હુલ્લાસ ત્હારે,
પગલે પ્રકાશ ત્હારે;
ત્હારી વાણીમાં હેતના હિલ્લોળ,
હો ! ગૃહિણી ગૃહદેવી ! ગૃહદેવી !
ગૃહકુંજે કરે તું કલ્લોલ.
હો ! ગૃહિણી ગૃહદેવી ! ગૃહદેવી !

લેખ ફરી વાંચ્યો અને એ રીતે એક બે અને ત્રણ વખત લેખ વાંચ્યાજ કર્યો.

'કવિતા' અઠવાડીકના મુખ પૃષ્ઠ પર લાલ શાહીમાં રણવીરે આ કવિતા છાપી અને કવિતાની લેખિકા 'ગુણીયલ'ને એણે એક પત્ર લખી વધુ લેખો લખવા આમંત્રણ કર્યું.

હવે દર અઠવાડિયે ગુણીયલના લેખો 'કવિતા' અઠવાડિકમાં છપાવા શરૂ થયા. આસ્તે આસ્તે તંત્રી અને લેખિકા વચ્ચે પત્રવ્યવહાર શરૂ થયો. થોડા મહિનાઓ પછી એ પત્રવ્યવહારમાં એક બીજાને મળવાની ઇચ્છા જાગૃત થઇ અને મળ્યા પહેલાં જ બન્ને વચ્ચે પ્રેમના અંકૂર ફૂટયા.

આજે 'દિલના દેવ' નામનો ગુણીયલનો તાજો લેખ ટપાલમાં આવ્યો. લેખ વાંચી રણવીર નાચ્યો. તુરતજ એણે ગુણીયલને એક પત્ર લખી નાંખ્યો.

"કવિતા" પત્રની ઓફીસ
મુંબઇ; તા. ......૧૯૨

શ્રીમતી ગુણીયલ

ત્હમારા લખાણોથી હું મુગ્ધ થયો છું. "દિલના દેવમાં" તો ત્હમે ખરેખર કમાલ કરી છે. ગુજરાતમાં ત્હમારા જેવી સંસ્કારી કન્યકાઓ વસે છે એ માટે ગુજરાત સ્વાભાવિક માન લઇ શકે. જે ગૃહમાં ત્હમારા જેવી કન્યકા ગૃહિણી તરીકે પધારશે એ ઘર ખરેખર ભાગ્યશાળી ગણાશે. ગુણીયલ ! હું ત્હમને મળવા ખુબ ઇંતેજાર છું. પણ મળીને શું ? મ્હને તો ત્હમારા જેવી ગૃહદેવીનાં સ્વપ્નાં લાગે છે. હું તો એક જંગલી સ્ત્રી સાથે પરણ્યો છું, એટલે મ્હારૂં જીવન તો સહરાના રણ જેવું નિશદિન ધગધગે છે. ત્હમારા જેવી મીઠી લીલીછમ કયારીઓ એ રણમાં કયાંથી સંભવે ? ત્હમે પુરૂષને દયાના દેવ કહી સંબોધ્યા છે. ગુણીયલ હું ત્હમને દયાની દેવી કહી સંબોધું છું. આ દુઃખીયાને ત્હમે સુખી કરશો ? વધુ શું લખું ? ત્હમે ચતુર છો, સંસ્કારી છો, વિદ્વાન છો, કવિ હૃદય સ્હમજી શકો છો.

લી. ત્હમારો, કવિ રણવીર.

ગુણીયલે રણવીરનો પત્ર વાંચ્યો. અને તુરતજ ત્હેણે એ પત્રનો જવાબ લખી નાંખ્યો:

'કવિકુંજ' ગીરગામ
મુંબઇ તા. ......૧૯૨

**કવિરાજ રણવીર,**

ત્હમારો પત્ર મળ્યો ! ત્હમે તો કવિ રહ્યા. કવિઓ એટલે ચન્દ્રમાના કીરણો સ્હામે નાચનારા. કવિઓ એટલે આદર્શ સ્વપ્નોમાં મ્હાલનારા. ત્હમે આપણા યુગના એક સમર્થ કવિ છો. મ્હને તમારી કવિતા માટે માન છે. ત્હમારા કવિ શરીરની હું પૂજક છું. ત્હમે મ્હારાપર મુગ્ધ થયા એમાં મ્હને કંઇ નવાઇ નથી લાગતી. હું પણ ત્હમારા પર મુગ્ધ છું—પણ એક જ ફેર છે. ત્હમે પરણેલા છો ત્હમારી સ્ત્રીને ત્હમે જંગલી કહો છો એ મ્હને રૂચતું નથી. ત્હમે સંસ્કારના ભૂખ્યા છો. ત્હમારી ભાષામાં સંસ્કારીતા હોવી જોઇએ. ત્હમારી સ્ત્રી સાથે ત્હમારો સંસ્કાર હોય એમ લાગતું નથી. મ્હારો સંસ્કાર મ્હને એમ લખવાને દોરે છે. ત્હમારી એ જંગલી સ્ત્રીને હું સુધારી શકું. ત્હમે મ્હને ત્હમારી ગૃહદેવી થવા ઉંડું ઉંડું સૂચન ઘણા વખતથી કરી રહ્યા છો. ત્હમારી ગૃહદેવી થવામાં હું મ્હારૂં જરૂર ધન્ય ભાગ્ય માનું પણ ત્હમે પરણેલા છો એટલે મ્હારે વિચાર કરવો પડે છે કે મ્હારે ત્હમારી ગૃહદેવી થવું કે ગૃહમિત્ર થવું ? પ્રેમનો પવિત્ર અર્થ કહે છે કે એક સ્ત્રી અને પુરૂષ વચ્ચે પ્રેમ હોય છતાં એ બન્ને પતિપત્ની તરીકે નહિ પણ મિત્ર તરીકે સાથે રહી શકે. મ્હારે ત્હમારી સાથે એ મિત્રતા રાખવી કે ત્હમે લખો છો તે કબુલ કરી લેવું એનો વિચાર હું કરૂં છું. ત્હમે મ્હને ચાહો છો તેમ હું પણ ત્હમને ચાહું છું. એ માટે હવે શંકા છે ખરી ?

લી. ત્હમારી, ગુણીયલ.

તા. ક. આજે સ્હાંજે રાણીના બાગમાં આપણે મળી શકીએ ?

—'ગુણીયલ.'

રણવીર ગુણીયલના પત્રે વધુ ઘેલો બન્યો. મહિનાઓથી જેના દર્શનના અભિલાષ હતા એ ગુણીયલને સ્હાંજે રાણીના બાગમાં મળવા માટે તે અધિરો બન્યો. સ્હાંજ માંડ માંડ પડી અને ઓફી-સમાંથી સીધો રાણીના બાગ તરફ જવા ટ્રામમાં બેઠો.

( ૪ )

"ત્હમે મ્હને પરણીને સુખી થશો એમ ત્હમને ખરેખર લાગે છે ?"

"ગુણીયલ ! વર્ષોની મ્હારી તપશ્ચર્યા છે કે એક સંસ્કારી પત્નીના પતિ થવું. મ્હારા અભિલાષને પોષનારી ત્હમારા જેવી દેવી મ્હને મળે તો હું સુખી થાઉં એ તો સાધારણ વાત છે પણ મ્હારા સંસારમાં હું સ્વર્ગ ઉતારૂં એમ હું માનું છું."

પશ્ચિમ દિશામાં આથમતા સુર્ય તરફ જોઇ કીલકીલાટ કરતાં પંખીઓનાં ટોળાં પોતપોતાના વૃક્ષપર ઘૂમતાં હતાં. રાણીના બાગમાં ફરનારાં પોતપોતાના મિત્રો સાથે આમતેમ આંટા મારતાં હતાં. આ વખતે ગુણીયલ અને રણવીર વૃક્ષોની ઘટામાં ફૂલવેલની એક કુંજ નીચે બેસી દિલ ખોલીને વાત કરતાં હતાં.

ગુણીયલના પ્રથમ દર્શને ત્હેને કયાંક જોઇ હોય એવો આભાસ રણવીરને થયો. પણ એની બોલવાની છટા, એની મોહક વાણી તથા એની પ્રકાશવંતી દેહકલા જોઇ એ વધુ મુગ્ધ બન્યો. રણવીરે એની આખી જીંદગીમાં કોઇ પણ સ્ત્રીને ધારી ધારીને જોઇ હોય તો તે આજેજ. સ્ત્રી સૌંદર્યના તેજ કીરણે આજ એના પર કાબુ મેળવ્યો. ગુણીયલના શબ્દોએ આજે આ જુવાન કવિ પર સામ્રાજ્ય જમાવ્યું.

"ગુણીયલ ! ત્હમે કહો એ શર્ત મ્હને કબુલ છે. ત્હમારે ચાહે તો મિત્ર બનો ચાહે તો ગૃહદે..."

"કવિરાજ ! ત્હમે હું કહું એમ કરશો ?" ગુણિયલે એને બોલતો અટકાવ્યો,

"જરૂર."

"ત્હમારી સ્ત્રીને ત્હમે કાલે ત્હમારે ઘેર બોલાવો. એની સાથે દિલ ખોલીને વાત કરો અને એને સ્હમજાવો કે મ્હારે ઘેર રોજ બે કલાક મ્હારી પાસે સંસ્કારીતાનું શિક્ષણ લેવા આવે..."

"એ તો હું મ્હારી માતાને કહીશ એટલે ત્હમારે ઘેર એ આવશે."

"એમ નહિ. ત્હમે જ એને સુચના કરો. એને મ્હારી ઓળખાણ આપજો. અને કહેજો કે હું ત્હમારા દિલની મિત્ર છઉં."

"પછી ! ?"

"થોડા દિવસ એ બાઇ સાથે હું સહચાર કરી જોઇ લઇશ કે એ ત્હમારે લાયક છે કે નહિ. જો લાયક હશે તો હું ત્હમારી સાથે પ્રેમ રાખીશ, પણ મિત્ર તરીકે—અને જો એ ત્હમારે લાયક નહિ હોય તો ત્હમારા સુખને ખાતર મ્હારા અમુક સિદ્ધાન્તોનો ભોગ આપી હું ત્હમારી પત્ની બનીશ."

'પત્ની બનીશ' એ શબ્દોએ રણવીરને જીવતો કરી દીધો. એની આશાના કિલ્લાઓ પર આનંદનો ધ્વજ ફરકયો.

રણવીરને ખાત્રી હતી કે બાળા જંગલી છે. એણે કોઇ દિવસ એની સ્હામું જોયું ન્હોતું. એનો શબ્દ સરીખો સાંભળ્યો નહોતો. એને તો ન્હાનપણથી એક જ વિચાર બંધાઇ ગયો હતો કે એ કુમુદ જેવી નથી. બસ, એ વિચારે જ્યારે જ્યારે બાળા એની પાસેથી પસાર થતી ત્યારે પણ એ આડું જોઇ જતો.

આજે ગુણીયલને આપેલા વચન મુજબ બાળાને બોલાવવા માતાને રણવીરે કહ્યું.

વૃદ્ધ માતાને આંગણે આજે સોનાના સૂરજ ઉગ્યા. આખી

ઉમરમાં પોતાના પુત્રે આજ પહેલીજ વખત બાળાને બોલાવવાની સૂચના કરેલી જોઇ માના હૈડામાં હરખ ઉપજયો.

બાળા પતિગૃહે આવી. હમેંશાં બાળા જ્યારે જ્યારે સાસરીએ આવતી ત્યારે એના પગલામાં નિરાશા હતી. આજે એના પગલામાં અજબ ચેતના હતી.

આજે બાળાનો પતિ જીવનમાં પહેલીવાર પોતાની પત્નીને મળશે એ વિચારે પડોશની સુન્દરીઓ પણ માંહોમાંહે ચર્ચા કરતી હતી. આ ચર્ચામાં ચન્દ્રિકા ન્હોતી. એ તો લગભગ નવ વાગ્યા એટલે રણવીરની માતા પાસે આવીને બેઠી. બાળા સાથે એણે કંઇક વાત કરી.

બાળા શયનગૃહમાં પતિની વાટ જોતી બેઠી.

રણવીર કંઇક ન સ્હમજી શકાય તેવા ભાવોથી ગુણીયલને આપેલા વચન મુજબ શયનગૃહ તરફ ચાલ્યો. એને પગલે પગલે એને તો ગુણીયલ જ દેખાતી હતી. બાળાને મળવાનું પણ એણે ગુણીયલની આશાએ જ કબુલ્યું હતું.

શયનગૃહમાં પગ મૂકતાં જ એની અજાયબી વચ્ચે એણે ગુણીયલને ઉભેલી જોઇ. ન સ્હમજી શકાય તેવું હાસ્ય એના ચહેરા પર ફરકતું હતું. ગુણીયલની આશા આજે ફળી અને પોતે કરેલ યોજનામાં ફતેહ મળેલી જોઇ તે મીઠું મીઠું હસી.

" પધારો કવિરાજ ! " એણે સ્વામીનો સત્કાર કર્યો.

રણવીર અજબ મુંઝવણમાં પડી ગયો.

—" તું ગુણીયલ છે કે બાળા ? "

" હું બન્ને–ગુણીયલ અને બાળા–આજથી મ્હને ગુણીયલ બાળા કહેજો અને એની એકાદ કવિતા પણ લખી નાખજો. " ગુણીયલે પતિ સ્હામે મીઠા હાસ્યે મીટ માંડી.

× × ×

" મ્હને ગુણીયલ બનાવનાર આ ચન્દ્રિકા બ્હેન આપણા લગ્નનાં ગોર છે એને દક્ષિણા આપો. "

બીજી સ્હવારે બાળાએ પોતે પતિને કેમ મેળવી શકી એની યોજનાના યોજક તરીકે ચન્દ્રિકાની રણવીર સાથે ઓળખાણ કરાવી.

" ત્હમે તો પત્થરમાંથી દેવ ઘડતાં હો એમ લાગે છે. " રણ-વીર નીચું જોઇ ચન્દ્રિકા સ્હામે હસ્યો.

" ત્હમે આખરે ઠેકાણે આવ્યા એટલે મ્હને સંતોષ થયો છે. ત્હમારે જે કહેવું હોય તે કહેવાની હવે છુટ છે. " ચન્દ્રિકાએ હસતાં હસતાં ઉત્તર આપ્યો.

" આજે મ્હારે બે લેખ લખવા પડશે: એક ચતુર 'નાગરાણીની ચાતુરી.' અને 'બીજો જૂવાનીનાં પડળ.' " રણવીરે ગુણીયલ અને ચન્દ્રિકા સ્હામે જોયું.

" અને એ લેખ પ્રગટ થાય તે પહેલાં 'કવિતા'ના તંત્રી મંડળમાં એક નામનો ઉમેરો કરજો—સૌ. ગુણીયલબાળા રણવીર " ચન્દ્રિકાએ મીઠી મજાક આદરી.

રણવીરની ગૃહજીવનની આ વાત સાંભળી પેસ્તનજી બહુ રાજી થયો. એ સ્હાંજે રણવીરને ઘેર આવ્યો અને રણવીરની માતાને અભિનંદન આપ્યાં.

" માયજી ! આય જૂવાન કવિ ઘેલો હતો. હવે જરૂર ડાહ્યો થસે. કારણ કે મેં એના જોડીયા તંત્રી તરીકે એના મીસીસનું નામ આજથી પ્રગટ કરીયું છ. "

વૃદ્ધ માતાની આંખ્યોમાંથી આનંદનાં આંસુ ટપક્યાં.



# પધરામણી

"વૈષ્ણવ થઈને તમારાથી આવું બોલાય ?"

"બોલું નહિ તો શું કરું ? પાંચ રૂપિયા કમાતાં મ્હારે પગે પરસેવો ઉતરે છે એનું શું ?"

"મુળજીભાઈ, આપણે કમાઈએ છીએ શા માટે ?! જ્યારે આખું યે ગામ પધરામણી માટે કબુલ થયું છે એ વખતે તમે ચરણ ધરાવવાની પણ ના પાડો એ કેમ ચાલે ?"

"કાનજીભાઈ, તમે મને ખોટી શરમમાં નાખોમાં. આજે વીસ વરસથી ટપાલ ખેંચું છું. રોજ મારે બે ગાઉ જવું અને આવવું

અને પગાર માંડ વીસ રૂપરડી મળે છે. એમાંથી મ્હારે આ મહારાજ પધારે એને પાંચ રૂપિયા ક્યાંથી આપવા ? ભાઇસા'બ મને માફ કરો. રામપરામાં વૈષ્ણવોના બીજાં ઘણાં ય ઘર છે." મુળજી ટપાલીઆએ વૈષ્ણવોના મુખી સરખા ગામના અગ્રેસર કાનજી સ્હામે હાથ જોડ્યા.

"મુળજીભાઇ, તમારૂં ઘર તો પહેલેથી ચુસ્ત વૈષ્ણવ ગણાય છે. તમારા દાદા આ પંથકમાં અગ્રેસર વૈષ્ણવ ગણાતા, તમારી દાદીએ મોટી મરજાદ લઇ મહાપરિક્રમા કરી હતી, તમારી મા મંદિરનું એકેય દર્શન ચૂકતાં નહિ અને તમે આજે આમ બોલો એ કેમ શોભે ?"

"શોભે કે ન શોભે. મારી કોથળી મને આવો ખરચ આવા વખતમાં કરવાની ના પાડે છે."

"મુળજીભાઇ, આ ઠીક નથી થતું હો !"

"એ તો બધું ઠીક જ છે. મહારાજને પૈસા આપનારા ઘણાય બાપકમાઇવાળા પડ્યા છે, એ આપશે. મારા જેવો એકાદ પધરામણી ન કરાવે તેથી એના ઘરમાં થોડો તોટો આવવાનો છે ? !"

"પણ આખા રામપરામાં તમારી નિંદા થશે કે મુળજીભાઇએ બાપદાદાનો ધરમ નેવે ચડાવ્યો."

"પધરામણી કરાવું તો ધરમ પાળ્યો ગણાય અને ન કરાવું એટલે ધરમ નેવે ચડાવ્યો ગણાય. એ ક્યાંનો ન્યાય ?" ટપાલની થેલી હાથમાં લેતા લેતા મૂળજી તિરસ્કારથી હસ્યો.

"ભલા વલ્લભકુળના બાળક આવે અને તમે આમ બેશરમી બતાવો એ કંઇ ઠીક કહેવાય ?"

"વલ્લભકુળના બાળક ક્યાં ભૂખે મરે છે ? એની પાસ તો

લાખો રૂપિયા છે. એના કરતાં ગરીબ કુટુંબને બીજી વખત ખાવાનું મળતું નથી એને રૂપિયા આપોને એટલે કલ્યાણ થાય. "

". આવું ન બોલીએ મુળજીભાઇ, આવું ન બોલીએ. "

" તો મહેરબાની કરી જાઓ—નહિ તો હજી થોડુંક મારી પાસેથી સાંભળશો. "

" ભલા માણસ પણ આમાં તમે ક્યાં મારા પર ઉપકાર કરો-છો, ધરમ સહુનો છે. " કાનજી સહેજ તરડાયો.

" એ હું સમજું છું. તમે આખા ગામને આમને આમ શરમાવીને હેરાન કરી નાંખો છો. તમને પરસાદનો દડિયો કે એક ઉપરણો મળે. પણ એમાં ગામના ગરીબોને કેટલો ત્રાસ પડે છે એ તમે જોયો છે ? ગયા શ્રાવણ માસમાં વહુજી મા'રાજ આવ્યાં. એની પધરામણી આખાય ગામ પાસે તમે કરાવી. બિચારી ઓતમ ડોશી દળણું દળી માંડ બે વખતનું ખાવાનું મેળવે છે એને ખૂબ શરમાવી. વહુજી મા'રાજનાં ચરણનું નક્કી કર્યું. ચરણ ધરાવવા માટે પાંચ રૂપિયા બિચારીએ પગનાં કડલાં ઉપર કઢાવ્યા. વહુજી મારા'જ પધાર્યા. ડોશીનું ઘર જોઇ વહુજી કહે કે મ્હને તો આ વૈષ્ણવનું ઘર બહુ જ ગમે છે. મ્હારે તો અહિં બેસવું છે. આ રીતે વહુજીએ ઓતમ ડોશીના ઘરમાં ધામો નાંખ્યો. એ બિચારી ડોશીથી ના કેમ કહેવાય ! વહુજી ઘરમાં બીરાજે એટલે પધરામણીના પંદર રૂપિયા ધરવા જ જોઇએ. ડોશીને વૈષ્ણવોએ શરમાવી. ડોશીએ માવજીભાઇના કાનમાં કહ્યું કે પૈસા નથી, તો શું કરું ? માવજીભાઇએ ડોશીને આશ્વાસન આપી પૈસા ધીર્યા. એ પૈસાનું વ્યાજ ચડયું અને ડોશીની મરણ મુડીનો એક સોનાનો વેઢલો એ પધરામણીને હિસાબે માવજીભાઇ ઓગાળી ગયા. કાનજીભાઇ, તમારો મોટો વૈષ્ણવોનો આ મોટો જુલમ રામપરાના ગરીબોનું સત્યાનાશ કાઢી નાખશે અને એક ટંકનું ધાન નહિ રહેવા દે. "

કાનજીએ જોઇ લીધું કે આ ચોખ્ખા કોઇ પણ પાણીએ ચડે એવા નથી.

" મુળજીભાઇ, હજી વિચાર કરજો. મારાં ભાભીને પૂછજો. જો ભાભી કહે કે પધરામણી કરાવવી છે તો મ્હને જણાવજો. "

મુળજીનો જવાબ સાંભળ્યા વિના કાનજી ત્યાંથી ચાલ્યો ગયો.

આજે આખા ય રામપરામાં ઠેર ઠેર પધરામણીની વાતો થઇ રહી હતી. ઝાંઝ પખાજ લઇને વૈષ્ણવો ઇશ્વરીયાથી આવતા મહારાજને લેવા અરધો ગાઉ સ્હામે ગયા.

સ્હાંજે ચાર વાગે મહારાજ પધાર્યા. સીગરામ, ગાડાંઓ, ઘોડાંઓ અને મહારાજનો બીજો અસબાબ રામપરાને પાદર પહોંચે તેટલામાં તો આખુંયે ગામ પાદરમાં ટોળે મળ્યું.

ઝાંઝ પખાજ અને કીર્તનની રમઝટ જામી. સ્ત્રીઓએ સાંભે સાદે–

' પોપ નોમે શ્રી વિઠલનાથજી—'

એ ગીત ઉપાડયું. આખુંયે પાદર મહારાજના સામૈયાથી કંઇ અજબ ભક્તિભાવને હેલે ચડયું.

મહારાજની ઉમર પંદર વર્ષની હતી. વલ્લભકુળ તરફ હજારો ભક્તો અનેરી ભાવના ધરાવતાં હોવાથી પ્રભુ પધાર્યા હોય એવો ઉત્સવ જયારે જયારે મહારાજ પધારતા ત્યારે રામપરામાં થતો. આ વખતે કોઇ અજાણ્યા જોનારને તો આ ઉત્સવ બહુ મોટો લાગે પણ જેણે જેણે રામપરામાં અગાઉ મહારાજની પધરામણી વખતનાં દ્રશ્યો જોયાં હતાં એ તો એમ જ કહેતાં હતાં કે હવે રૂપિયે ચાર આના જેટલું. પણ મહારાજોની પધરામણીનું મહત્વ રહ્યું નથી.

એ વિચાર પણ કરતા નથી. આ પધરામણીની યાદગીરીમાં એ ગરીબ ડોસાની આંતરડી ઠારજો એટલે પ્રભુ જરૂર પ્રસન્ન થશે."

ઘર કજીયામાં આ રીતે મુળજી ટપાલીઓ જીત્યો. આખા ગામમાં શરમાશરમીએ દરેકે મહારાજની પધરામણી કરાવી પણ મુળજી ટપાલીઓ, ઓધવજી માસ્તર, રામજી ગાંધી અને જનાર્દન વૈદ્યે એ ચિલો આ વરસે બદલાવ્યો.

ચોરે ને ચૌટે આ ચારે જણની નિંદા થવા લાગી. એ સંડ્રળ ચોકડીએ મહારાજની પધરામણી નથી કરી માટે એનો બહિષ્કાર કરવાની ધમકી આપવાનું પણ કાનજીથી થાય તેટલું કર્યું—છતાં આ ચારે અડગ રહ્યા.

"માસ્તર તમે ગામમાં આવી અમારો ધરમ બગાડયો." કાનજીએ નિશાળના ઓધવજી માસ્તર બજારમાં મળતાં એક કોરે ઉભા રાખ્યા.

"પ્રભુ જાણે એવું પાપ તો મારાથી કંઇ થયું નથી!" માસ્તરે અજાયબી બતાવી.

"વલ્લભકુળના બાળકની પધરામણી થાય એમાં તમારા જેવા ભણેલા માણસો આડાઇ કરે એ જોઇને મને બહુ દુઃખ થયું છે."

"જુઓ, કાનજી શેઠ! પધરામણી કરાવવી કે ન કરાવવી એ સહુની મુન્સફીની વાત છે. મારૂં ગજવું મોળું હોય તો હું પધરામણી ન કરાવું એમાં મેં અધર્મ શો કર્યો?"

"વૈષ્ણવથી આમ બોલાય જ નહિ. એણે તો મા'રાજ પધારે એટલે કોઇ પણ રીતે પધરામણી કરવી જ જોઇએ."

"ભૂખે મરતા હોય તો પણ!?" માસ્તરે પ્રશ્ન મૂક્યો.

" માસ્તર ઘરની ઘરવખરી ગીરવી મૂકીને પણ આવે વખતે નાક રાખવું જોઇએ. "

" માફ કરો, કાનજી શેઠ, તમારી આ શિખામણ આ યુગમાં નહિ ચાલે. નાક રાખવા ખાતર કરજ કરવાનો ઉપદેશ કૃપા કરીને કોઇને આપતા નહિ. "

( ૩ )

રામપરાના મંદિરમાં દર્શનનો હેલો પડયો. આજે ગામ પરગામથી વૈષ્ણવોનો સમુહ ઠીક આવ્યો હતો. એટલે મંદિરમાં ભીડ બહુ હતી.

મહારાજનાં દર્શન કરવા માટે, ચરણ સ્પર્શ કરવા માટે વૈષ્ણવોની પડાપડી હતી.

" કાનજીભાઇ ! મહારાજશ્રીના ચરણસ્પર્શ કયારે થશે ? " પરગામના એક વૈષ્ણવે હાથ જોડી પૂછયું.

" રાજભોગ પછી આવજો એટલે હું ચરણસ્પર્શ કરાવી આપીશ. "

" થોડી અનશખડી મળશે ખરી ! " આતુરતાથી વૈષ્ણવે કાનજીભાઇ સ્હામે જોયું.

" તમે પણ જબરા પરસાદીયા ભગત લાગો છો. તમારે ગામ પધરામણી કરાવવાની તો વાતેય કરતા નથી અને અનશખડીનો દડીયો જોઇએ છે ! " કાનજીભાઈ તાડુકયો.

" બાપુ, પધરામણી કયાંથી કરાવીએ. ઓણુ આખાય મલકમાં ધાનનો દાણો પાકયો નથી. અમને તો ઠાકોરજી ઓણુ ખવરાવે તો ખાઇએ એવી સ્થિતિ છે. "

" ઠાકોરજી એવો નવરો નથી કે તમને ખવરાવવા આવે. " કાનજીએ મોઢું ફેરવ્યું.

રાજભોગને થોડી વાર હતી. જે સ્ત્રીઓએ સામગ્રી મોકલી હતી એમને મંદિરના ચોકમાં સૌથી પહેલાં દર્શન થાય એવી સગવડ કાનજીએ કરી આપી હતી.

સ્ત્રીઓ ચોકમાં ટેરો ખુલે એ માટે રાહ જોતી હતી. મહારાજ મંદિર ઉપરની અગાસીમાં બિરાજ્યા હતા. પાસે બે હજુરિયા ઉભા હતા. હજુરિયાઓ ફુલના દડા બનાવીને મહારાજને આપે અને એ દડા નીચે ચોકમાં ઉભેલી સ્ત્રીઓ પર ફેંકે એવી રમત ચાલતી હતી.

મહારાજની પ્રસાદી તરીકે સ્ત્રીઓ હસતી હસતી એ ફુલના દડા લઇ લેતી. મહારાજ નિર્દોષ ભાવથી એ રમત ચલાવી રહ્યા હતા પણ હજુરિયાઓની આંખ્યોમાં હવસનો આતશ ઝબકતો હતો.

" જે જે કૃપાનાથ ! જુઓ, દડો આ રીતે નંખાય. " આમ કહી એક હજુરીયાએ એક યુવાન સ્ત્રીની છાતી પર દડો તાકીને ફેંક્યો.

બીજા હજુરિયાએ એનું અનુકરણ કર્યું. મહારાજ આ હજુરીઆઓની રમતનો ભેદ પામી શક્યા નહિ. એણે તો નિર્દોષતાથી ફુલદડાની આ રમત ચાલુ રાખી. વચમાં વચમાં લાગ જોઇ હજુરિયાઓ પોતાનો હવસ પૂરો કરવા કોઇ જુવાન સ્ત્રીની છાતી પર તાકીને દડો ફેંકતા.

" મુઆ નફ્ફટ લાગે છે. "

એક જુવાન સ્ત્રીથી દડો લાગતાં બોલાઇ ગયું.

હજુરીયો આ સાંભળી હસી પડયો.

" જે જે કૃપાનાથ ! આ વૈષ્ણવ ભાવિક લાગે છે. એમને આ પરસાદી આપો. આમ બોલતાં બોલતાં હજુરિયાએ એ બાઇને બીજો દડો માર્યો.

બાઇ ઉછળી. " મુઆ, આ બેન છે કે નહિ ? '

અવાજ સાંભળી કાનજી ત્યાં દોડયો આવ્યો.

“ શું છે, શું છે ? પાનબાઇ શું છે ? બૂમો કેમ પાડો છો ?”

“ આ જુઓ તમારા ઘરમના ઢંગ. જુવાન બાઇઓની છાતી પર ફુલના દડા ફેંકતા શરમાતા નથી ? ”

કાનજીએ આ રમત નજરોનજર જોઇ હતી. એક તો એ ગુસ્સામાં હતો તેમાં આ પ્રસંગ મળવાથી એનો પિત્તો ઉછળ્યો.

“ જે જે કૃપાનાથ, આવા હજુરિયાઓએ વૈષ્ણવ ધર્મને કલંક લગાડયું છે. એલા, તમે જોતા નથી કે આ બધી તમારી મા બેનું છે. શરમ છે તમને ! ” કાનજીએ ત્રાડ પાડી.

હજુરિયામાંનો એક દોટ મૂકી નીચે ઉતર્યો અને કાનજીને ગળામાંથી પકડયો.

“ મોઢું સંભાળીને બોલ. શેઠીયો થયો છે એટલે કંઇ ફાટી ગયો છે ? ”

હો હા વધી ગઇ. એટલામાં દર્શન ખૂલ્યાં. બહારનો વૈષ્ણવો અંદર ધસ્યા.

હજુરિયાએ કાનજીને બેચાર થપડો લગાવી કાઢી. એટલામાં તો મહારાજના સિપાઇઓ દોડતા આવ્યા. એમણે પણ કાનજીને મેથીપાક જમાડયો. વૈષ્ણવોમાં હો હો થઇ રહી. દર્શનને બદલે લોકો ચોકમાં ચાલતી આ ધમાધમી આગળ એકઠાં થયાં.

કાનજીને માર પડતો હતો કોઇ પણ વૈષ્ણવની હિમ્મત એને બચાવવામાં ચાલી નહિ. ”

“ છોડ દો ભૈયા—છોડ દો. ” અગાસીમાંથી મહારાજે બૂમ પાડી. પણ હજુરિયો અને સિપાઇઓ કોઇનું સાંભળતાં જ ન્હોતા. એટલામાં જનાર્દન વૈદ્ય આ ધમાલમાં ઘુસ્યો. એણે આવતાંવેંત હજુરિયાના નાક પર એક મજબૂત ઠોંસો માર્યો. ઠોંસો લાગતાં હજુ-

રિયાએ કાનજીને છોડી દીધો. એટલામાં તો દસ બાર જુવાનોએ મહારાજના આ સિપાઇઓની સ્હામે મુઠીઓ ચલાવી.

દર્શનને બદલે મંદિરના ચોકમાં ધીંગાણું મચી રહ્યું. સ્ત્રીઓ પલાયન થઇ ગઇ. આખરે પોલીસ આવી, અને મામલો કાબૂમાં લીધો.

કાનજીને ખૂબ માર પડ્યો હતો. જો વખતસર જનાર્દન ન આવ્યો હોત તો કાનજીના બધાંય વર્ષ પૂરાં થઇ ગયાં હોત.

પોલીસ ફોજદાર વાણિયો હતો. વૈષ્ણવ ધર્મમાં એને આસ્થા હતી. એટલે આ આખો કિસ્સો દાબી દેવા એણે પોતાની સર્વ સત્તાનો શાંત ઉપયોગ કર્યો. પોલીસ ફોજદાર ધારત તો આ કિસ્સાને મજબૂત સ્વરૂપ આપી શકત.

પંદર વર્ષના મહારાજને આ કિસ્સાથી બહુ દુઃખ થયું. હજુરિયાની એણે ખૂબ ખબર લીધી, પણ હજુરિયાઓ પર એ ખબરની કંઇ જ અસર ન્હોતી.

આખાય રામપરામાં અને એની આસપાસના પ્રદેશમાં એક જ વાત બીજે દિવસે સંભળાતી હતી કે મહારાજના હજુરિયાએ પાનબાઇની છાતી પર ફુલના દડા તાકીને માર્યા. કાનજીભાઇએ એ જોઇ હજુરિયાને ધમકાવ્યો હજુરિયો કાનજીભાઇને એ માટે મારવા દોડ્યો. મા'રાજના સિપાઇઓ અને હજુરિયાએ મળી કાનજીભાઇને મરણતોલ માર માર્યો. જો જનાર્દન વૈદ્ય વખતસર પહોંચ્યો ન હોત તો કાનજીભાઇ આજે વૈકુંઠમાં પહોંચી ગયા હોત.

"કેમ કાનજી શેઠ, તમારે ફરિયાદી થવું છે કે ?" ફોજદારે ખાનગીમાં કાનજીને પૂછ્યું.

"કોની સામે ફરિયાદ કરૂં ? ધર્મની નિંદા થાય તેવો આ પ્રસંગ છે. લુગડાં ઉંચા કરીએ તો આપણે જ નાગા દેખાઇએ.

ફોજદાર સાહેબ ! પુષ્ટિ સંપ્રદાયના—આવા હજુરિયાઓએ અને અધિકારીઓએ પાયા હલાવી નાંખ્યા છે. ”

મહારાજ અને આખો રસાલો રામપરામાંથી ક્યારે ઉપડી ગયો એના કોઇને ખબર પડે તે પહેલાં રાતનાં ફોજદારે એ આખા એ રસાલાને રામપરાની હદમાંથી વિદાય આપી દીધી.

× × ×

“ કાં પધરામણી કરાવવાનો હવે વિચાર આવે છે ? ” સુલજી ટપાલીઆએ પોતાની સ્ત્રીને દાતણ કરતાં કરતાં પૂછયું.

“ આખુંય ગામ છેતરાયું પણ તમે એક છેતરાયા નહિ. ખરેખર તમારી વાત દરેકે દરેક સાચી જ પડે છે. ”

“ હું તો ટપાલીઓ રહ્યો. મ્હારી આગળ તો ગરીબથી માંડીને આવા મહારાજાઓની કથનીના કેટલાયે પૂરાવા છે. ” સુળજી બોલતો બોલતો હસ્યો.



# દર્શન

" પીતાંબર ! મારે તો કોઇ પણ ભોગે અત્યારે કામવનમાં દર્શન કરવા જવું જ છે. "

" તે હું ક્યાં ના કહું છું. "

" ના નથી કહેતો પણ તું અહિં વ્રજભૂમિમાં આવ્યો અને આજે જન્માષ્ટમીનાં દર્શન કરવા કામવન નથી આવતો એ મને નથી ગમતું. "

" આ, તારી બધી માગણીઓ મેં સ્વીકારી. મુંબાઇથી તેં જન્માષ્ટમીના તહેવારોમાં વ્રજભૂમિની યાત્રાએ જવાની વાત કરી ત્યારે

મારી લેશ પણ ઇચ્છા અહિ આવવાની નહોતી પણ તારે ખાતર મારા સિદ્ધાંતોનો ભોગ આપીને પણ હું અહિં આવ્યો."

" તેમાં કંઇ નવાઇ નથી કરી ! દિકરાઓએ માવતરને જાત્રા કરાવવી એ તો એનો ધર્મ છે. " જરાક ઠપકાભરી ભાષામાં વૃદ્ધ ડોશીએ પોતાના પુત્ર પીતાંબર સામે જોયું.

" બા, તારી બધી વાત સાચી છે. હું જનની અને જન્મ-ભૂમિ બન્નેને પૂજનારો છું. અને પ્રભુને પ્રાર્થના કરી રહ્યો છું, કે મારી જનની તરફ મને જેવો પૂજ્યભાવ છે એવો સદાય રાખજે."

" તું તો આપણા કૂળનો દીવો છે. મારા તરફ તને ખૂબ પૂજ્યભાવ છે અને હોવો જોઇએ. પણ હમણાં હમણાં તારી વર્તણુકમાં ફેર પડયો છે. "

" તને શું ફેર લાગે છે ? "

" આ આજની જ વાત કરૂં છું. મારી ઇચ્છા છે કે તું આજે મારી સાથે કામવન ચાલ અને જન્માષ્ટમીનાં દર્શન કરી આંખ્યોને પવિત્ર કર... "

" બા, હું દર્શનનો વિરોધી નથી. જો હું વિરોધી હોઉં તો અહિં તારી સાથે આવુંજ નહિ. "

" ત્યારે ઉઠ, બેઠો થઇ જા ! આપણો ગોર બહાર એક્કો લઇને વાટ જુએ છે. "

" બા, આજ તો તું દર્શન કરવા ચોબાજી સાથે જા. મને માફ કરો. આ પડોશની ડોશીનો છોકરો કોલેરામાં સપડાઇ ગયો છે. એ બિચારાને અહિં કોઇ સહાય કરનાર નથી. આજે એને છોડીને જો હું ઠાકોરજીનાં દર્શને આવું તો ખુદ ઠાકોરજી-જ મને ઠપકો આપે. "

" તારા જેવા આજના સુધરેલાઓને ઠાકોરજી ઉપર વિશ્વાસ

નથી. નહિ તો એ કોલેરા થયેલા છોકરાની સારવાર માટે દર્શનને ભોગે આમ રોકાવાની વાત તને સુઝે જ નહિ. ”

“ ત્યારે બા, કહે એ બિચારા દરદીને કોણ સહાય કરશે ? ”

“ ઠાકોરજી–બીજું કોણ ? ”

“ પણ એ ઠાકોરજીની ઇચ્છાથી જ હું અહિં રોકાતો હોઉં તો ?”

ડોશીને પીતાંબરનું આ વાક્ય ગમ્યું નહિ.

“ જો પીતાંબર, હજાર હાથવાળો જેને સહાય કરવા માટે હમેશાં તૈયાર હોય છે એને તારા જેવો બે હાથવાળો શું સહાય કરવાનો છે ! ? ”

“ બા, આપણે એ હજાર હાથવાળા પ્રભુના પ્રતિનિધિ છીએ. આ ગરીબની સેવા એજ પ્રભુની સેવા. ”

“ પણ તને ગરીબની સેવા કરવાની ના કોણ કહે છે કે આટલો બધો ઉપદેશ આપવા બેઠો છે ! ”

“ ઉપદેશ નથી આપતો, પણ એક વાત તને કહ્યા વિના રહી શકાતું નથી. પડોશમાં રહેતું આ કુટુંબ દુઃખી હોય, આવા અજાણ્યા દેશમાં આવી રીતે એક વૃદ્ધ માતાનો એકનો એક દિકરો કોલેરામાં સપડાઇ ગયો હોય, એ વખતે તને આ દર્શનની તાલાવેલી શી લાગી છે ? સાચાં દર્શન તો આવાં દુઃખી ભાંડુઓની સેવામાં છે. બા, તમે બધાં વૈષ્ણવ કહેવરાવો છો. રોજ ઉઠીને ગાઓ છો કેઃ

વૈષ્ણવજન તો તેને કહીએ
જે પીડ પરાઇ જાણે રે–

અને આજે એ પરાઇ પીડ હરવાને બદલે તું તો મારા જેવો પ્રભુને નામે કંઇ સેવા કરવા ચાહે છે એને પણ તારી સાથે દર્શન કરવા લઇ જવાની હઠ લઇ બેઠી છે. ” પીતાંબરે દુઃખી હૃદયે પોતાની જન્મદાત્રી સામે જોયું.

માતા અને પુત્ર વચ્ચે આં રકઝક ચાલે છે તેટલામાં બહાર ઉભેલો ચોબો ધર્મશાળામાં આવ્યો.

" કાં મૈયા, કેટલો વાર છે—દરસન કરવાનો હોય તો હવે ઉતાવળસેં ચાલો. "

" પણ આ પીતાં..."

" પીતાંબર સુધારાવાલો થઇ ગીયો ત્યારથી મૈયા મેં એની આશા છોડી દીધી છે. એના જેવા સુધારાવાલાને દરસન સાથે લેવા-દેવા નથી. " ચોબાએ વ્રજભૂમિની ગુજરાતી ભાષામાં પોતાનો અભિપ્રાય આપ્યો.

" પીતાંબરભાઇ દોડજો...ફરીવાર ઉલટી ઉપડી છે. " એ વૃદ્ધ ડોશીએ પડોશમાંથી સાદ દીધો.

( ૨ )

પીતાંબર અને એની માતા જે દિવસે ગિરિરાજની આ ધર્મશાળામાં આવી વસ્યાં તેને આગલે જ દિવસે એક પોણોસો વર્ષની ડોશી પોતાના પંદર વર્ષના પૌત્ર સાથે પડોશમાં આવી વસી. ધર્મશાળામાં બીજાં યાત્રાળુઓનાં લગભગ દસેક કુટુંબ ઉતર્યાં હતાં. બીજાં બધાં કુટુંબ રોજ દર્શન પાછળ આખો વખત દોડાદોડી કરતાં પણ આ વૃદ્ધ ડોશીને પીતાંબરે આખો દિવસ એની ઓરડી-માંથી બહાર નીકળતી ન જોઇ એટલે ઓસરીમાં આંટા મારતાં મારતાં એણે એ ઓરડીમાં આતુરતાથી જોયું.

એક ગોદડા ઉપર પંદર વર્ષનો છોકરો ટુંટીયું વાળીને પડયો હતો અને વૃદ્ધા એના માથા આગળ બેશી મોઢા પર હાથ ફેરવતી હતી.

" કેમ મા, ભાઇને ઠીક નથી ? "

" ના બાપુ, એને અહિં આવ્યા પછી કંઇ છાતીમાં મુંઝવણુ થતી હોય એમ લાગે છે."

" તમે જમ્યાં, મા ?"

" દિકરા, જમવાનું શી રીતે ભાવે ? આ મારી આંખની કીકી સમો બાળક આમ અરધો બેભાન જેવો પડયો હોય ત્યાં સુધી દાતણે કરવું ગમતું નથી."

" મા, કેટલા દિકરા છે ?"

" બાપુ, દિકરા તો આ હાથે ચાર સુવાડયા. આ એક દિકરો અંધાલાકડી જેવો છે. એના હાથમાં હું સમાઉં એટલે જગ જીતી." બોલતાં બોલતાં વૃદ્ધ ડોશીએ આંખમાં આવેલાં ઝળઝળીયાં દબાવ્યાં.

" મા, કંઇ ચિંતા કરો માં. કંઇ કામકાજ હોય તો મને જરૂર કહેજો, હું અહીં પડોશમાં જ છું."

" દિકરા, પ્રભુ તમારૂં ભલું કરે ! અહીં પરદેશમાં તમારા જેવા દયાળુ માણસો મળે છે એજ ભગવાનની મહેરબાની."

ડોશીને ધીરજ આપી પીતાંબર પોતાના ઓરડામાં ગયો, તેટલામાં તો ડોશીના છોકરાને ઉલટી ને ઝાડા શરૂ થઇ ગયા.

ફરી પીતાંબર આવ્યો અને જોયું તો ડોશીના છોકરાને કોલેરાની અસર જણાઇ. પીતાંબરે છોકરાના ઉલટી અને ઝાડા સાફ કરવામાં ડોસીને ખૂબ મદદ કરી. જરા શાંતિ જણાતાં પીતાંબર પોતાના ઓરડામાં ગયો અને કામવન કૃષ્ણજન્મનાં દર્શન કરવાને તૈયાર થયેલી પોતાની માતાને પોતે નહિ આવી શકે એમ જણાવ્યું. પીતાંબરની માતા ચોબા સાથે કામવન તરફ દર્શને ગઇ અને પીતાંબર આ પડોશના કોલેરાના દરદીની સારવારમાં રોકાયો.

" મારા ગયા પછી કેટલીક ઉલટી થઇ ?"

" દીકરા પૂછો માં વાત ! હાંડા ભરાય એટલું પેટમાંથી

નીકળી પડયું છે. અને આ મારો રૂગનાથ રસ વિનાના શેરડીના છોતા જેવો થઇ ગયો છે. "

પીતાંબરે જોયું તો આખીયે ઓરડી ઉલ્ટી અને ઝાડાથી ગંધાઇ ઉઠી હતી.

" મા, જરા તમે ભાઇનું ધ્યાન રાખો એટલામાં હું કુવેથી પાણી સિંચી લાવી આ ઓરડી ધોઇ આપું. "

પીતાંબર ઉતાવળે પોતાની ઓરડી તરફ ગયો. પાણી ખેંચ-ચવાની ડોલચી અને હાંડો ઓરડીમાંથી લઇ એ સીધો કુવા તરફ દોડયો. પાણીનો હાંડો ભરી એ પોતાના ખભા પર લઇ આવ્યો.

" ભાઇ, તમે કેટલા પુન્યાર્થી છો ? બાપુ, આટલી બધી મહેનત શા માટે કરો છો ? લાવો, હું ધોઇ નાખીશ. "

પીતાંબરને ગંદકી ધોતો જોઇ આ કાઠિયાવાડી ડોશી અજાયબી પામ્યાં અને એના હાથમાંથી સાવરણી લેવા ઉભાં થયાં.

" મા; તમે તમારે બેસો. દરદીને બરાબર સાચવો. જુઓ મેં આ બધું ધોઇ લીધું છે. હવે હું આ ગામમાં કોઇ વૈદ્ય હોય તો બોલાવી લાવું. "

દરદી કોલેરાની અસરથી લેવાતો જતો હતો. કોઇ વૈદ્ય ડોક્ટર મળી જાય તો દરદીને રાહત મળે એ વિચારે પિતાંબર ધર્મશાળા બહાર દોડયો.

ગોવર્ધન પર્વતની તળેટીમાં આવેલું આખુંયે ગામ એણે પગ નીચે કાઢી નાંખ્યું ત્યારે એક ઠેકાણેથી પત્તો મળ્યો કે સામી ગલીમાં એક વૃદ્ધ વૈદ્યરાજ રહે છે.

પીતાંબરે એ વૈદ્યરાજનું મકાન શોધી કાઢયું.

" જય શ્રી કૃષ્ણ. " પીતાબરે ઓસરીમાં ગાદીતકીયે બેઠેલ વૈદ્યરાજ સામે હાથ જોડયા.

" જયસરી કરસન—આવો ભૈયા કીધર રહેવું ? ",

" હું તો મુંબઇ રહું છું અને અહિં યાત્રાએ આવ્યો છું. પણ ધર્મશાળામાં એક પંદર વર્ષનો છોકરો કોલેરામાં સપડાઇ ગયો છે. "

" કોલેરા ! " વૃદ્ધ વૈદ્યરાજે પ્રશ્ન કર્યો.

" હાજી કોલેરા લાગે છે. "

" ખૂબ પરસાદ ખીરસાદ ખાધો પીધો હસે. " વૈદ્યરાજે તંબાકુ સાથે ચૂનો મેળવતાં મેળવતાં અભિપ્રાય આપ્યો.

" આપ પધારો અને જુઓ એટલે બિચારા દરદીને રાહત મળે. "

" કયાં ધર્મશાળેમેં આવું ? "

" જી હા. "

" અમેરી આવવાની ફી તમોને ખબર છે ? "

" આપની જે ફી હશે તે હું આપીશ. "

" પાંચ રૂપિયા ફી દે, પહેલેથી કહી દઉં છું. તમો ગુજરાતીઓ વાંધાખોર નિવડો છો. "

પીતાંબરને આ બુઢ્ઢા વૈદ્યની વાતચીત ગમી નહિ.

" આપ ચાલો ને આપનું જે બીલ થશે તે હું આપવા બંધાઉં છું. "

વૈદ્યરાજ આખરે તંબાકુનો ચપટો ગલોફામાં ચડાવતા ઉઠ્યા અને પીતાંબર સાથે ધર્મશાળા તરફ ચાલ્યા.

( ૩ )

આઠમની મધરાતે શ્રીકૃષ્ણ જન્મની વધાઇ માટે હજારો યાત્રાળુઓ કામવનમાં એકઠા થયા હતાં. મુખ્ય મંદિર આગળ કૃષ્ણ જન્મનાં દર્શન માટે લોકો અધીરા થઇ ટોળે મળ્યા હતા. બંગા-

બીઓ, ગુજરાતીઓ, કાઠિયાવાડીઓ અને કોઇ મહારાષ્ટ્રીઓ પણ આ સ્થળે દેખાતા હતા. મુખ્યત્વે ગુજરાતીઓ અને કાઠિયાવાડીઓની ભીડ વધુ હતી.

મંદિરની બહારના ચોકમાં કીર્તનની રમઝટ જામી હતી. કોઇ દીપા લેતું, તો કોઇ કાન ગોપીના નૃત્યથી સૌ કોઇને આકર્ષતું હતું. વ્રજભૂમિના ચોબાઓના છોકરાઓએ લાંબે સાદેઃ

રાધા તું બડભાગિની,
કોન તપસ્યા કીન;
તીન લોક તારન તરન
સો તુમરે આધિન.

એવા અનેક પ્રકારના વ્રજભાષાના દુહાઓથી વાતાવરણને કૃષ્ણમય બનાવી દીધું હતું,

"કાં મા તમારો પીતાંબર કેમ દેખાતો નથી ?" મુંબાઇના એક ચતરભુજ નામના ઓળખીતા વૈષ્ણવે પીતાંબરની માંને જોઇ પ્રશ્ન કર્યો.

"એ ગિરિરાજમાં રોકાયો છે." ડોશીએ ટુંકો જવાબ આપ્યો.

"જન્માષ્ટમીના દર્શન કરવા ઠેઠ મુંબઇથી અહિં વ્રજમાં આવીએ અને દર્શનનો લાભ ન લઇએ તો નરી મૂર્ખાઇ કહેવાય."

"ચતુરભાઇ, આજના છોકરાઓને તો ઓળખો છોના ?"

"ગમે તેમ હોય પણ પીતાંબરે દર્શન માટે આવવું જોઇતું હતું–હાં, પણ ત્યાં રોકાઇ જવાનું કારણ ?" ચતુરભુજે પૂછયું.

"પાડોશમાં કોઇ જાતરાળુના દીકરાને કોલેરા થયો છે, એની સારવારમાં એ ભાઇ રોકાયા છે !" ડોશીએ સહજ કટાક્ષમાં વાત કરી.

"કોલેરા થયો તેમાં આપણે શું ? એવાં તો હજારો યાત્રાળુઓ અહિં આવે અને માંદા પડે ! એની સારવારમાં આપણે રોકાઇએ તો પછી જે દર્શન માટે આપણે સેંકડો રૂપિયા ખર્ચીને આવીએ એનો કંઇ અર્થ જ નથી...... "

એટલામાં તો દર્શન ખુલવાનો હેલો સંભળાયો અને જેમ સાગરની ભરતીનાં મોજાં ઉછળે તેમ વૈષ્ણવો દેવ મંદિર તરફ ધસ્યા.

મંદિરમાં ભીડ એટલી બધી હતી કે ઝાપટીઆની ઝાપટનો વરસાદ વરસતો હતો, છતાં દર્શન કરવાં મુશ્કેલ થઇ પડતાં હતાં.

પીતાંબરનાં માતુશ્રી પણ ભીડમાં હેલે ચડયાં હતાં.

આરતી આવી અને ઝાલરનો નાદ સંભળાયો. યાત્રાળુઓની ભરતી વધી હતી.

પીતાંબરની માએ ઠાકોરજીની આરતી ઉતારતા મહારાજ પાસે ઉપરણો ઓઢીને એક વ્યકિતને જોઇ. એણે આ ભીડમાંયે પોતાની આંખ્યોં ચોળીને ધારી ધારીને જોયું.

" અરે આ તો પીતાંબર !—એ અહિ કયાંથી ? અને મંદિરમાં ઠેઠ ઠાકોરજી પાસે કયાંથી ? "

ડોશી આ પ્રશ્નો મનમાં ને મનમાં પૂછે ત્યાં તો "બોલ શ્રી ગિરિરાજ ધરણકી જે" ના જયઘોષ સંભળાયા. આરતી પૂરી થઇ. આરતી ઉતારનાર વલ્લભકુળના મહારાજે પીતાંબર આગળ આરતી ધરી અને પીતાંબરે બે હાથે આરતી લઇ નમસ્કાર કર્યા. ડોશીએ આ સગી આંખે જોયું અને એ હરખ ઘેલી થઇ ગઇ.

દર્શન કરીને ડોશી બહાર ચોકમાં આવ્યાં એટલામાં ચતુરભુજે એનો હાથ પકડયો.

" મા તમે તો કહેતાં હતાં કે પીતાંબર ગિરિરાજમાં રોકાયો

છે પણ એ તો આજે દર્શનમાં મહારાજશ્રી પાસે આરતી વખતે ઉભો હતો. ”

“ હા મેં પણ જોયો. ચતુરભુજભાઇ, જરા તમે એને શોધી તો લાવો ! ”

“ પણ લાગે છે બડો ભાગ્યશાળી. લાખો રૂપિયા આપનારને પણ આવી રીતે મંદિરના અંદરના ભાગમાં દર્શન કરવાનો અધિકાર નથી, પણ આ તો ખૂદ ઠાકોરજીના ચરણમાં જ ઉભો ’તો ! ”

“ ઠીક થયું. સવારે પારણાના દર્શનમાં આપણને પણ એ સાથે તેડી જશે. તમે શોધી લાવો. ” ઉતાવળથી ડોશીએ પીતાંબરને શોધી લાવવા માટે ચતુરભુજને મોકલ્યો.

ચતુરભુજ પીતાંબરને શોધવા ગયો અને ડોશી સાથે આવેલો એનો ગોર ચોબાજી ડોશીમા પાસે આવ્યો.

“ અરે મૈયા તું બડી ભાગ્યશાળી છો. તારો પુતર તો બડો પૂણ્યવાન છે. શ્રીની પાસે ઉભા રહી આરતી લેવાનું માન કામવનમાં કોઇને મળ્યું નથી. ”

“ ચોબાજી, તમે એને જોયો ? ”

“ અરે મેં શું—હજારો જાતરાળુએ તમારા પુણ્યશાળી બેટાને જોયો. ”

પીતાંબરની માતાના હરખનો પાર રહ્યો નહિ. એની આંખ્યો પીતાંબરને શોધવા ગયેલા ચતુરભુજને ચારે તરફ શોધી રહી હતી. જેટલી દેવના દર્શન માટે એને તાલાવેલી હતી એથી એને લાખગણી તાલાવેલી અત્યારે પીતાંબરને મળવા માટેની હતી.

વાટ જોઇ જોઇ ડોશી પોતાને ઉતારે આવી. સવારે શોધી કાઢીશું એવું સાંત્વન મેળવી એણે પાછલી રાત વૈષ્ણવોનાં કીર્તન સાંભળવામાં ગાળી.

સવારે પારણાના દર્શનમાં રાત કરતાં પણ બમણી ભીડ હતી. મંદિરમાં ચારે તરફ ગોરસ ઉડતું હતું:

નંદ ઘેર આનંદ ભયો
જે' કનૈયાલાલ કી

એ ધૂન સર્વત્ર જામી હતી. કેસરીયા દહિંથી વૈષ્ણવો રંગાઇ ગયા હતા. ગોરસની રેલછેલ થઈ હોય એમ સર્વત્ર ગોરસથી આખુંયે મંદિર રંગાઇ ગયું હતું.

પારણાના દર્શન ખુલ્યાં અને હજારો વૈષ્ણવો દર્શનઘેલાં થઇ પડાપડી કરવા મંડી પડયાં. ઝાપટીઆની ઝાપટો આ ભરતીને અટ-કાવવા અસમર્થ હતી.

બાલકૃષ્ણજીને મહારાજ પારણે ઝુલાવતા હતા. પીતાંબરની માતાએ એની બરાબર સામે પોતાના પુત્રને ઠાકોરજી સાથે ચકરડી ભમરડી અને ખેલવણાથી ખેલતો જોયો.

“ એ મારો પી..........” ડોશી હરખમાં બૂમ પાડે તેટ-લામાં તો એના નાક પર ઝાપટીઆની ઝાપટ આવી અને ડોશી બેભાન થઇ ગઇ, ભીડમાં ચગદાઇ નીચે પડી. ચતુરભુજે દૂરથી આ જોયું. બુમો પાડી એણે ડોશીને કચરાતી બચાવવા પ્રયત્ન કર્યો. સૌનું ધ્યાન એ તરફ પડયું અને ડોશીને માંડ માંડ જીવતી ભીડ-માંથી કાઢી.

× × ×

“ બા–બા તને હવે શું જણાય છે ? ”

“ દીકરા પીતાંબર, મારે શરીરે બહુ કચર થયો છે. દર્શન કરવામાં તું ઠેઠ નિજ મંદિરમાં ઠાકોરજી પાસે ઉભો હતો અને તારી માતા આમ કચરાય એનો તેં વિચાર પણ ન કર્યો ? ”

“ બા, હું તો પેલા દરદીની સારવારમાં આખી રાત એની

પાસેજ હતો. મધરાત પછી એને કંઇક આરામ થયો અને સવારે આઠ વાગે જ્યારે એ તદ્દન કોલેરાના રોગથી મુક્ત થયો ત્યારેજ મેં આપણી ઓરડીમાં પગ મૂક્યો."

"જુઠું બોલ માં—મેં મારી સગી આંખે તને આરતી લેતાં જોયો, ચતુરભુજે જોયો, ચોબાજીએ જોયો અને હજારો..."

પીતાંબરની આંખમાં આ હકીકત સાંભળી હર્ષાશ્રુનું પૂર ઉલટ્યું. એક માંદા માણસની પોતે અદના સેવા કરી તેનો પ્રભુએ સ્વીકાર કર્યો અને પોતાને આ રીતે દર્શનનો અધિકારી બનાવ્યો એ વિચારે એ તાજુબ થયો.

"પીતાંબર કેમ આંસુ પડે છે?" પોતાના ગાલ પર પુત્રનાં આંસુ પડતાં માતાએ પુત્ર સામે જોયું.

"બા, આ આંખ્યો આજે પ્રભુનાં સાચાં દર્શન કરીને પાવન થઇ છે."

"દિકરા, ખરેખર તું પાવન થયો છે અને મારી એકોતર પેઢીને પાવન કરી છે."



# મરજાદણ

"સુરતની બારી આવી ગઇ !? "

" આપસે અત્યારે સુરતની બારીમાં જ છીએ. આ સમુદ્રનો રંગ જોયો ? કેવો કાળો અને ભયંકર લાગે છે ! "

" ભલાં આ સ્થળના નામથી કમકમાટી કેમ છૂટતી હશે ? "

" આ સ્થળ જ ભયાનક છે. આ સુરતની બારીમાં ભલભલા વહાણવટીઓની સુરત અનેક વખત ખાટી થઈ ગઇ છે. "

મધરાતના અઘોર પહોર જામ્યા હતા. ચારે તરફથી પવનના

સુસવાટા આડા ને અવળા સ્ટીમર 'ઇરાવતી'ને ઘેરો લઇ હલાવી રહ્યા હતા. પહાડ પહાડ જેવડાં મોજાંઓને વીંધી "ઇરાવતી" ધસારાબંધ આગળ વધી રહી હતી.

ડેક ઉપર મુસાફરોમાંથી કેટલાક તો નિદ્રાદેવીને ખોળે નિશ્ચેતન થઇને પડયા હતા. જ્યારે કેટલાક ડોલતી સ્ટીમર સાથે અર્ધજાગ્રત અને અર્ધનિદ્રિત અવસ્થામાં ડોલી રહ્યા હતા.

પાસે પાસે પથારી, ટ્રંકો અને લાકડાની પેટીઓ અવ્યવસ્થિત હોવા છતાં એવી રીતે ગોઠવવામાં આવી હતી કે દરેક મુસાફરનો ચોતરો જૂદો જ પડી જાય. વચમાં પેટીઓ, પોટકાં, ભાતાના ડબાઓ તથા પાણીના કુંજાઓ મધરાતના ચંદ્રતેજમાં ચંદરવાની માફક વિવિધતામાં ઐકયનું દર્શન કરાવી રહ્યાં હતાં.

મુસાફરોમાં પુરૂષો અને સ્ત્રીઓ બન્નેની સંખ્યા લગભગ સરખી લાગતી હતી. સ્ત્રી અને પુરૂષના પોષાકથી સહેજે જાણી શકાતું હતું કે તુતક પર અત્યારે કચ્છ અને કાઠિયાવાડ આવી વસ્યું હતું.

"જોયો આ મોજાં—પ્રભુ પ્રભુ. બહુ ભયંકર!" કાન્તાએ આંખો આડા હાથ ધર્યા.

"સુરતની બારીમાં આવાં જ મોજાં જ્યારે જ્યારે મુસાફરીમાં હું નીકળ્યો છું ત્યારે ત્યારે મેં જોયાં છે." રતનલાલે કાન્તાને હિમ્મત આપી.

"પણ આ તો તાળવે જીભ લાગી રહે એવી સ્થિતિ છે. જરાક જોરમાં મોજું આવે તો તો આપણી આ પથારી અને પોટલાં એ બધું બોળાઇ જ જાય."

"એવું ય બને છે. જ્યારે તોફાન ઉપડે છે ત્યાર મોજું ડેક પર ફરી વળે છે."

"એ વખતે મુસાફરોનું શું થતું હશે?"

"બીજું શું થાય. બધાને ફાલકામાં પુરી દેવામાં આવે."

"આપણે બપોરે ગયા હતા એ જ ફાલકું ના? જીવતાં નર્કમાં જવું હોય તો એમાં બેસવું." કાન્તાને કમકમાં આવ્યાં.

"એ તો આપણને અનુભવ નહિ એટલે એમ જ લાગે. બાકી ફાલકામાં મને તો મઝા પડે."

"તમારે શું? તમે તો રહ્યા મરજાદી. તમે સ્ટીમરમાં ન ખાઓ કે ન પીઓ એટલે તમને બધી વાતે નિરાંત. જ્યારે મારા જેવીને ત્રણ વખત ખાવું પડે એની તો એ ગંદકીમાં પાયમાલી જ થઇ જાય ના!" કાન્તાએ પોતાના પતિ રતનલાલ સ્હામે મીટ માંડી.

"એ તો હું તને ઘણી વાર કહું છું કે મરજાદ અનેક દૃષ્ટિયે આવકારદાયક છે. તું પણ મરજાદણ થઇ જા તો કેવું સારૂં?"

"મારે બલારાજ મરજાદણ થાય છે!" કાન્તાએ છણકો કર્યો.

પવનના સુસવાટા વધ્યા. મોજાઓની ઝપટ વધી. અને થોડી વારમાં તો વાવાઝોડું આવે છે એવી જાહેરાત દેશી કપ્તાન તરફથી વીજળીવેગે બહાર પડી.

હજુ સુસાફરો એ જાહેરાતથી જાગે તે પહેલાં તો હુકમ બહાર પડયો કે ડેક પરના મુસાફરોએ ફાલકામાં જવું.

મધરાતનું તોફાન એટલે કાળો કેર. સ્ત્રીઓ, બાલકો અને વૃદ્ધોના કકળાટથી આખુંયે વાતાવરણ ઉકળી ઉઠયું. કોઇએ દરિયા-સાગરની માનતા માની, તો કોઇએ કુળદેવના નિવેદ કરવાનું જળ મૂકયું; કોઇએ શંકરને આરાધ્યા, તો કોઇએ ગરૂડે ચડીને આવજો ગીરધારી એવા કરૂણ સ્વર જમાવ્યા, પણ તોફાન તો વધતું ગયું અને હજી ફાલકામાં અરધા મુસાફરો ગયા ન ગયા ત્યાં તો હુડુડુડુડુ કરતો એક પહાડ સરીખો મોજો ડેક પર ફરી વળ્યો.

( ૨ )

" કાં કાન્તાબહેનને કેમ છે ? "

" હજી એનું માથું ચકર ચકર ભમ્યા કરે છે. "

" પણ કાલ કરતાં તો આજે ઠીક છે ના ? " મૂળશંકરે ખુરસીપર બેસતાં બેસતાં સુતેલી કાન્તાના મુખ તરફ જોયું.

" કાલ કરતાં તો આજે ઘણું સારૂં છે. કાલ તો બંદરમાંથી ઘેર આવ્યા પછી પણ લગભગ વીસેક ઉલટી થઇ હશે. "

" રતનલાલભાઇ, ભીખા કલ્યાણજીની થાઇમોપેપકા આવે વખતે બહુ કામ લાગે છે.

" અરે એ દવાએ તો કાલે ફાલકામાં રંગ રાખ્યો હતો. તમે અમારી વ્હારે ધાયા ન હોત અને તમારી પાસે એ દવા ન હોત તો તો કાન્તાના બધાંય વરસ કાલે પુરાં જ થઇ......"

" અરે....પા....ણી....પાવો....મને....કોઇ....પા....ણી...." કાન્તાએ પડખું ફેરવ્યું અને પાણી માગ્યું.

રતનલાલે ઉઠીને પાણી પાયું અને કાન્તાના કાનમાં જોરથી કહ્યું:

" મૂળશંકરભાઇ આવ્યા છે. "

" કોણ ? " કાન્તાએ આંખ્યો ઉઘાડી જોવા પ્રયત્ન કર્યો.

" એ તો કાલે આપણી સાથે સ્ટીમરમાં હતા એ મૂળશંકરભાઇ..."

" ક્યાં છે ? "

" આ રહ્યો બહેન. " ખુરશી ઉપરથી ઉઠીને મૂળશંકર કાન્તાની પથારી પાસે આવ્યો. " કેમ છે બહેન ? "

" અરે...ભાઇ...તમે...તો...કાલે મને જીવતી રાખી. "

" રાંમ રામ, કરો–બહેન ! એ બધું પ્રભુ કરે છે. આપણે તો નિમિત્ત થઇએ તો આપણું સદ્‌ભાગ્ય. "

" ત્યારે હું જરા ન્હાઇ આવું-તમે મૂળશંકરભાઇ બેઠા છો ના ? " રતનલાલે ડોલચી ને સીંચણીઉં લઇને કાન્તા સ્હામે જોયું.

" કેમ અત્યારે ન્હાવાનું ? " મૂળશંકરે રતનલાલ સ્હામે આશ્ચર્યભરી દ્રષ્ટિ ફેંકી.

" દરદીને મ્હારો હમણાં હાથ અડી ગયો. "

" એટલે તમે શું દરદીની સેવા દૂરથી જ કરો છો. "

" એ...મ...ને મરજા...દ છે. " કાન્તાએ ધીમે સ્વરે કહ્યું.

" મરજાદ ? " મૂળશંકરે પ્રશ્ન કર્યો. અને કાન્તા સામે જોઈ કહ્યું: " તમે મરજાદણ નથી ? "

" ના. મેં હજી સુધી મરજાદ લીધો નથી અને હું લેવાની પણ નથી. " કાન્તામાં નવું બળ આવ્યું હોય તેવી રીતે આ વખતે એ દ્દઢતાથી બોલી.

" ત્યારે તમારા બેનો મેળ શી રીતે ખાય છે ? "

" મેળ ? મેળની તો વાતો કરોમાં ભાઇ. " કાન્તાએ બેઠા થવાનો પ્રયત્ન કર્યો.

" કેમ, બેઠાં કરૂં ? તકીયાને અઢેલીને બેસી શકશો ? " મૂળશંકરે દરદીને સ્વાભાવિક મદદ આપવા આતુરતા બતાવી.

" હું જ બેઠી કરૂં છું. મારે આમેય હવે ન્હાવું છે. અભડાયો છું એટલે અડવામાં બાધ નથી. "

" અરે-પણ રતનલાલભાઇ આમાં આભડછેટ જેવું શું છે ? એક દરદીની સેવા કરવી એમાં તો સો વખત ગંગા ન્હાવાનું પૂણ્ય છે અને તમે આમાં અભડાઓ છો એ જ મને તો નવાઇની વાત લાગે છે. " મૂળશંકરથી હવે રહી શકાયું નહિ.

" મૂળશંકરભાઈ એ તો સહુસહુની માન્યતાની વાત છે. "

"પણ માન્યતા પણ કંઇ બુદ્ધિમાં ઉતરે તેવી હોવી જોઇએના ?"

"પણ હવે હું આમ ન્હાઉં એમાં તમને વાંધો શું ?"

"આમ કેટલી વખત ન્હાશો ?"

"વીસ વખત ન્હાવું પડે તો વીસ વખત અને પચ્ચીસ વખત ન્હાવું પડે તો પચ્ચીસ વખત—એમાં શું ?"

"ભાઇ મૂકોને એ માથાઝીક—એમને ન્હાવા દો. હું એમના ઘરમાં પાંચ વર્ષથી આવી છું પણ મારો ને એમનો આ મરજાદ વિષેનો મતભેદ રોજને રોજ વધતો જાય છે."

"બેસો રતનલાલભાઇ ! માફ કરજો હું તમારા જીવની આ વાતોમાં આ રીતે માથું મારૂં છું એથી એમ સમજશો માં કે હું તમારી અને આપણી ટુંકી ઓળખાણનો ગેરલાભ લઉં છું. જરા ન્હાજો થોડીવાર રહીને, પણ અમુક વાતોના મને ખુલાસા પૂછવા દો." મૂળશંકરે રતનલાલને બેસવા વિનંતી કરી.

"ખુશીથી ખુલાસો પૂછો; પણ તમે કીયા સંપ્રદાયમાં માનો છો ?"

"સંપ્રદાયમાં તો હું વૈષ્ણવ છું અને સાચો વૈષ્ણવ થવા પ્રયત્ન કરી રહ્યો છું."

"તમારા ગુરૂ કોણ ?"

"એટલે ?"

"વૈષ્ણવોમાં કીયા મહારાજે તમને કંઠી બાંધી છે ?"

"હું બહુ ન્હાનો હતો ત્યારે મ્હારા નાનાએ એમના ગામડામાં કોઇ મહારાજ પધારેલા એમની પાસે કંઠી બંધાવી હતી અને મ્હારૂં નામ પણ એમણે જ પાડ્યું છે."

" જુઓ ! રતનલાલભાઇ તમે ભલે મરજાદી હો પણ હું તો કાન્તાબ્હેનને સાચાં મરજાદી ગણું ! "

" કઇ રીતે ? "

" તમારા અને એમના વિચારોમાં આટલો આટલો અંતર હોવા છતાં એ તમારા તરફ એક સાચા વૈષ્ણવને છાજે તેવી સહિષ્ણુતા ધરાવે છે. "

" એ વાતમાં મ્હારી ના નથી. "

" વળી મ્હેં પેલા વૃદ્ધ ઢેઢને મ્હારી પથારીમાં આશરો આપ્યો એને કાન્તાબહેન ભગીરથ પૂણ્યનું કાર્ય ગણે છે. "

" એમાં મારી ના છે. "

" આ ના અને હા વચ્ચે તમે બેઉ કેમ જીવી શકો છો ? " મૂળશંકર સ્હેજ મશ્કરીમાં હસ્યો.

" ખરૂં કહું, મૂળશંકરભાઇ ! મ્હેં તો એમની સર્વ માન્યતાઓમાં છૂટ આપી છે અને મારી માન્યતા પ્રમાણે હું વર્તુ છું. "

" એટલે જ તમને હું સાચાં મરજાદણ કહું છું. જે જીવનની મર્યાદા પાળે એનું નામ મરજાદી. "

" નહિ તો ? " રતનલાલે હસતાં હસતાં પ્રશ્ન કર્યો.

" નહિ તો ઢોંગ, બીજું શું ? જીવપર દયા ન હોય, અહિંસાનું રહસ્ય જીવનમાં ઉતાર્યુ ન હોય, બીજા તરફ તિરસ્કારની દ્રષ્ટિથી જોવાતું હોય, એ તો બધી જીવનની અમર્યાદાઓ છે ! " કાન્તાએ દ્દઢતાથી કહ્યું.

( ૪ )

મુંબઇમાં અષાઢની મેઘલી રાત જામી હતી. જાણે ગજરાજની સૂંઢમાંથી પાણી પડતું હોય તેવા જળધોધ આકાશમાર્ગેથી પૃથ્વી

પર પડી રહ્યા હતા. વાયુચક્રશાસ્ત્રીની અટકળો જુદી પાડે એવું તાંડવ નૃત્ય મેઘરાજાએ આ રીતે મુંબઇના ચોકમાં જમાવ્યું.

વીજળીના ઝબકારામાં વાદળાંઓના ઘટાટોપ દેખાતા હતા અને આંખુયે આકાશ તામ્રવર્ણું થઇ ગયું હતું. જાણે હમણાં એ કટકા થઇ પાતાળ વિંધી નાખશે એવી ગર્જના થઇ રહી હતી.

આ વખતે દાદીશેઠ અગીયારી લેનમાં એક દીલને ધ્રુજાવે તેવો ધડાકો થયો અને એ કડેડાટી સાથે એક ચાર માળનું મોટું મકાન પડ્યું. સાથે સાથે મૃત્યુની કારમી ચીસ એ આખાયે મહોલ્લાને ધ્રુજાવી ગઇ.

રાત હોવા છતાં આ મકાનના કાટ નીચે 'સપડાઇ' ગયેલા દુઃખી માનવીઓની મદદે બંબાવાળા, સ્વયંસેવકો અને પોલીસની એક મોટી ફોજ આવી પડી. દૃશ્ય બહુ ભયંકર હતું. વીજળીના ઝબકારામાં જેણે જેણે એ દ્રશ્ય જોયું એની છાતી ફાટી જાય એવું એ કરૂણ દૃશ્ય હતું. મદદ માટે ચીસો પાડનાં અરધાં કાટમાં અને અરધાં બહાર લટકતાં માણસોના ઓળા એ ઝબકારામાં સ્પષ્ટ દેખાતા હતા.

સવાર સુધીમાં જેટલા જીવોને બચાવાય તેટલાને બચાવવા સૌએ ભગીરથ પ્રયત્ન કર્યો હતો. આ માળામાં લગભગ અઢીસો માણસો દટાઇ ગયાની જાહેરાત સૂર્ય ઉગતાં સાથે બહાર પડી. રાતના વરસતા મેઘમાં મદદે આવેલાઓએ લગભગ પચાસ માણસોને કાટની અંદરથી બહાર અર્ધ બેભાન હાલતમાં ખેંચી કાઢયાં હતા.

સવાર પડતાં મેઘરાજાએ થોડી શાંતિ પકડી. એ વખતે ગટરમાં બે ઝાડુવાળાઓએ એ પડી ગયેલ મકાનના પાછલા ભાગમાં

એક કરૂણ ચીસ સાંભળી. એ ચીસથી આ ઝાડુવાળાઓના હૃદય દ્રવ્યાં. એકબીજા સાથે મસલત કરી એ બન્ને જણા જે સ્થળેથી એ ચીસ આવી હતી તે તરફ ગયા.

હજુ મકાનનો એ ભાગ અખંડિત ઉભો હતો. બારીઓના સળીયા પકડી એ બન્ને મોતને હાથમાં લઇ ઝડપથી ચઢયા. ચીસ હજુ એટલા જ જોરથી સંભળાતી હતી. મદદે જનાર બન્ને જણાએ બરાબર અનુમાન કરી લીધું કે ચીસ બીજે માળેથી સંભળાય છે. પણ બીજે માળે પહોંચવું એ મહામુશ્કેલ કાર્ય હતું.

માનવીના હૃદયમાં જે દયાનું દેવમંદિર છે એમાં સતત વાગતી ઝાલરે આ બે વૃદ્ધ ઝાડુવાળાઓમાં પણ કોઇ પણ ભોગે બીજે માળે પહોંચવાની વૃત્તિ ઝણઝણાવી દીધી.

સાવચેતીથી અને ધીમે પગલે એ બન્ને જણ જે જગ્યાએથી ચીસ સંભળાતી હતી તે તરફ જોખમ ખેડીને આવી પહોંચ્યા.

એક ઓરડામાં અર્ધ ગાંડપણ આવ્યું હોય એવી સ્થિતિમાં એક પુરૂષ અને એક સ્ત્રી આમથી તેમ મદદ માટે દોડી રહ્યાં હતાં. પાણ ચારે બાજુ કાટથી ઘેરાઇ ગયેલ હોવાથી કોઇ એમની મદદે પહોંચી શકે તેમ ન્હોતું.

આ બે ઝાડુવાળા ત્યાં પહોંચ્યા ત્યારે સહુથી પહેલી નજર પેલી સ્ત્રીની એના પર પડી. એમાંના એક ઝાડુવાળાનો ચહેરો એણે પોતે ક્યાંક જોયો હોય એવો એને ભાસ થયો.

એ ઝાડુવાળાઓ એ ઓરડામાં પેસે તેટલામાં તો ઉપરથી એક મોટું લાકડું તુટી પડયું. આ વખતે સ્ત્રીએ સમયસૂચક વાપરી દોટ મૂકી એ લાકડું પડે તે પહેલાં પેલા વૃદ્ધ ઝાડુવાળા ધક્કો મારી એક બાજુ ખસેડી લીધો. જો એ સ્ત્રીએ એમ

કર્યું હોત તો એ ઝાડુવાળાના માથા પર લાકડું પડત અને એના રામ ત્યાં જ રમી જાત. આ બધું આંખના પલકારામાં થયું અને એ બે ઝાડુવાળાઓ આ સ્ત્રી અને પુરૂષને પોતાને ખંધોલે બેસારી ધીમે ધીમે ગટરને રસ્તેથી બ્હાર સહીસલામત લઇ આવ્યા. એ બ્હાર આવ્યા ન આવ્યા તેટલામાં તો એ બાકી રહેલો મકાનનો ભાગ પણ કડેડાટી કરતો પડ્યો, એ સ્ત્રી અને પુરૂષે જોયું કે જો બે મીનીટનું મોડું થાત તો એ મકાનના કાટ વચ્ચે એમને સદાને માટે સુવું પડત.

× × ×

ગટરને રસ્તે રતનલાલ અને કાન્તાને બચાવનાર એ બે ઝાડુવાળાઓને આજે જાહેરમાં ઇનામ આપવાનો સમારંભ હતો. અને એ સમારંભમાં રતનલાલે પોતા પર આવેલી આફતનું વર્ણન કરતાં કહ્યું કેઃ—

" મ્હારી સ્ત્રી એ સાચી મરજાદણ છે, એ હું આ વખતે જોઇ શક્યો. જે મર્યાદાનું ખરૂં રહસ્ય સ્હમજી મનુષ્ય જાતને ઉપયોગી થઇ પડે છે એનું નામ જ મરજાદ.

એણે જો પેલા ઝાડુવાળાને ધક્કો મારીને લાકડાનાં બીમથી ન બચાવ્યો હોત તો અમે પણ સરવાળો કરવા ક્યારના પ્રભુના ધામમાં પહોંચી ગયા હોત. હું અહિં હાજર રહેલા મ્હારા મિત્ર મૂળશંકરભાઇ સાથે આજે જાહેર રીતે સમંત થઉં છું કે ન્હાવું ધોવું એ આચારવિચારની દ્રષ્ટિએ આવશ્યક છે, પણ મનુષ્ય જાતે મનુષ્ય જાત તરફ તિરસ્કાર રાખવો એ તો અધર્મ જ છે. મ્હારી આ અંગત વાત કહીને મ્હારૂં બોલવું ખતમ કરૂં છું કે મ્હારી

ઓરતે સાચો મરજાદ શું એ શીખવા માટે, મ્હને અનેક વખત કહ્યું છે કે મર્યાદામાં રહીને બીજાની લાગણી દુખવ્યા વિના ક્ષણે ક્ષણે મનુષ્ય જાતને મદદ કરી સહાયનો હાથ લંબાવવો. એમાં જ સાચો મરજાદ છે. હું એ મરજાદપણુના વિચારો હવેથી યથાર્થ સ્વરૂપે સ્હમજવા પ્રયત્ન કરીશ."

× × ×

" આજે બેસતે વર્ષે આ કનૈયાને રમાડો તો ખરા ? " કાન્તાએ પતિના હાથમાં ન્હાનકડું બાલક ફૂલ આપ્યું. અને આપતાં આપતાં પતિ સ્હામે નયનો માંડી બોલી " આ સાચો મરજાદી થશે. "

34014

